# મહા યુદ્ધમાં હિન્દ સેવા.




મ. વ. મહેતા.



સને ૧૯૨૧.



કીંમત ૦-૫-૦

મહેરબાન મુંબાઇ ઇલાકાના ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન
સાહેબ બહાદુરના અંગ્રેજી પત્ર નંબર ૧૦૦૮૮
તા. ૧૭—૧૦—૧૯ ની મંજુરીથી.

# મહા યુદ્ધમાં હિન્દ સેવા.

નામદાર હિન્દ સેનાધિપતિનો તારીખ, ૧૯-૩-૧૯૧૯ નો
અંગ્રેજી પત્ર તા. ૨૮-૭-૧૯૧૯ ના લંડન ગેઝેટમાં
બહાર પડેલો તેનો

અનુવાદક તથા પ્રકાશક:

**મગનલાલ વનમાળીદાસ મહેતા.**

નાંદોદ નિવાસી.

If the trial or the duty are really ours at all, they are ours plus God's supporting strength.

Great Thoughts, April 5, 1919.

પ્રથમાવૃત્તિ.  પ્રત ૧૦૦૦

સને ૧૯૨૧

# અર્પણ પત્રિકા.

મે૦ મલેક જોરાવરખાનજી સાહેબ બહાદુર,

વારાહી સ્ટેટ, (પાલણપુર એજન્સિ)

આપ રાજ અને તાજ પ્રત્યે અટળ વફાદારી રાખી રહ્યા છો. તેમજ વિદ્યોત્તેજક કાર્યમાં અગ્રગણ્ય છો. વળી મારા પ્રત્યે આપની શુભેચ્છા અને પ્રેમની લાગણી છે, જેનો હું કોઇ પણ પ્રકારે બદલો વાળી શકું તેમ નથી, છતાં આ એક રાજભક્તિ અને વફાદારીનું પુસ્તક હોવાથી પુષ્પ નહિ તો પાંખડી રૂપે પણ તે આપને અર્પણ કરવાની અપૂર્વ ઇચ્છા છે તો તે સ્નેહપૂર્વક સ્વીકારશો અને મને કૃતાર્થ કરશો.

લી૦ આપનો,

મ. વ. મહેતા.

# પ્રસ્તાવના.

यस्माज्जातं जगत्सर्वं यस्मिन्नेव विलीयते ।
येनेदं धार्यते चैव तस्मै विश्वात्मने नमः ॥

જે થકી આ સર્વ જગત્ ઉત્પન્ન થાય છે, જેમાં લીન થાય છે, ને જેણે કરી ધારણ કરાય છે, તે વિશ્વના અંતર્યામિને નમસ્કાર હો.

કોઇ પણ કાર્યમાં પ્રયોજન વિના પ્રવૃત્તિ થવાનો સ્વભાવ નથી. એ નિયમ પ્રમાણે આ પુસ્તકને પ્રસિદ્ધિમાં લાવવામાં કાંઈ પ્રયોજન હોવું જોઈએ; તો તે વિષે જણાવવાનું કે તે ફક્ત રાજ ભક્તિજ છે. પ્રત્યેક પુસ્તકને પ્રસ્તાવના તો લાગેલી હોય છેજ. એટલે તે આશયથી મારૂં આ લખવું નથી; પરંતુ પાંચ વર્ષ પર્યન્ત મહા યુદ્ધમાં હિન્દ દેવીનાં બાળકોએ રાજ અને તાજ પ્રત્યેના અપ્રતિમ પ્રેમને લીધે જે સેવા બજાવી છે, તેના સંબંધ-માં બે બોલ પાઠક આગળ ધરવાની જિજ્ઞાસા છે.

આદિ અનાદિથી હિન્દુસ્થાન રાજ્યભક્તિ માટે મશહુર છે, એટલે આવા મહાન યુદ્ધ વખતે તે પોતાની ફરજ બજાવે એમાં કંઈ નવાઇ નથી. જેણે પોતાનો નેક ટેક કદાપિ છોડયો નથી, જેના વીર પુરૂષોની બહાદુરી અસ્તિત્વ ધરાવતા ઇતિહાસોમાં જગજાહેર છે, બ્રિટિશ પ્રજાએ પણ જેનાં એકે અવાજે વખાણ કર્યા છે, એ હિન્દની રાજ્યભક્તિ આજ વાંચક આગળ પુસ્તક રૂપે મુકવા મને માન ઘટે છે, અને એ પ્રસંગ આપવા માટે

હું નામદાર મુંબાઇ સરકાર અને કેળવણી ખાતાના મહેરબાન ડિરેક્ટર સાહેબ બહાદરનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

વર્તમાન સમયમાં પૃથ્વી પર રાજ્ય ત્રણ પ્રકારનાં ભાસે છે– (૧) રાજા સત્તાક. (૨) રાજા પ્રજાસત્તાક. અને (૩) પ્રજાસત્તાક. આપણી ગણના બીજા વર્ગમાં આવે છે. રાજા પ્રજાસત્તાક રાજ્ય, રાજા પ્રજા ઉભય કેળવાયેલ, સમજુ અને ઉદાર મનનાં હોય તોજ સ્થાપી શકાય છે; કારણ કે રાજ્યના વહીવટમાં પ્રજાને મત આપવાનો હક આપવો એ સમજુ તથા ઉદાર રાજાના ધ્યાનમાં ઉતરે છે, અને પોતે મત આપતાં વિવેકને ભૂલ્યા વિના રાજ્યભક્તિ કાયમ રાખવી એ સમજુ અને ઉદાર પ્રજા વિના બની શકતું નથી. વળી રાજ્યમાં રાજા પ્રજા બન્નેને રાજ પોતાનું છે એવી મમતા હોવાથી રાજ્યની વ્યવસ્થા સારી રીતે રાખી શકાય છે. હિન્દે આ નિયમને યોગ્ય ન્યાય આપ્યો છે એ જોઇ કોનું હૃદય ઉછાળા મારે નહિ !! પ્રિય વાંચક મને પણ આ વાક્યોને સ્થાન આપતાં ઘણોજ હર્ષ થાય છે.

यदि न स्यान्नरपतिः सम्यक् नेता ततःप्रजाः ।
अकर्णधारा जलधौ विप्लवे तेह नौरिव ॥
न तिष्ठन्ति स्वस्वधर्मे विना पालेन च प्रजाः ।
प्रजया तु विना स्वामी पृथिव्यां नैव शोभते ॥

**ભાવાર્થ:**—જો આ લોકમાં સારી રીતે નિયમમાં રાખનાર રાજા ન હોય, તો પ્રજા સમુદ્રમાં સુકાન વગરના નાવની પેઠે નાશ પામે; વળી રક્ષણ કરનાર વિના પ્રજા પોતપોતાની ફરજ બજાવતી નથી, ને પ્રજા વિનાનો રાજા પૃથ્વીમાં શોભતો નથી.

ઉપર્યુક્ત પ્રમાણ શુક્રનીતિના ગ્રંથકારે કહ્યું છે. તે કેવળ સત્ય છે. હિન્દની રાજભક્તિ તો દીવાની જ્યોત જેવી પ્રકાશી રહી છે. પ્રજાએ પોતાનો ફાળો આપ્યો છે, એટલુંજ નહિ પરન્તુ હિંદમાંના રાજા મહારાજાઓમાં કેટલાક તો પોતે જાતે હજરી આપી તેમજ સઘળા રાજકર્ત્તાઓએ મુખ્યત્વે કરી પોતાના રાજ્યનાં સાધન અર્પણ કરી તેમ સૈન્ય માટે માણસો મોકલી તેની ભરતી કરી આપી આ મહા યુદ્ધમાં ઘણી સેવા બજાવી છે.

મહાભારતમાં કુરૂક્ષેત્ર ( પાણિપત ) માં જે લડાઇ ચાલી હતી તે ફક્ત સત્યને માટેજ હતી, એટલે કે મદાંધ દુર્યોધનની સત્તા તોડવા ખાતરજ તે લડાઇ થઇ હતી. રામાયણમાં દશાનન ( રાવણ ) સાથે જે લડાઇ થઇ હતી, તે પણ તે દર્પાંધ લંકાપતિનો દંભ દબાવવા ખાતરજ. તેવીજ રીતે સત્યનો ઝુંડો ઉપાડી સત્યશોધક થઇ સત્ય મેળવવા બ્રિટને પ્રયત્ન કર્યો હતો, અને જે સમયે જે નિર્મિત હોય છે, તે સમયે તે થયે જાય છે; કિંતુ અંતિમમાં સત્યનોજ જય છે. सत्यमेव जयते नानृतम् । સત્ય જ જીતે છે, અસત્ય જીતતું નથી, એ નિયમાનુસાર તે પ્રયત્ન સફળ થયો છે એવું જોઇ આનંદ થાય છે.

સારાખોટાનો વિચાર કર્યા સિવાય રાજ્યમાં ક્લેશ અને કલહ વધારવો એ ઉચિત નથી, અને તે આપણા મિત્રરાજ્યોના પ્રતિસ્પર્ધી જર્મન કૈસરનાં કૃત્યોથી સાબીત થયું છે. શાસ્ત્રમાં પણ એ માટે પ્રમાણ છે કે સુખ સદા રહેતું નથી; કારણ કે જેમ વૃદ્ધિ પછી ક્ષય તથા ઉદય પછી અસ્ત થવાનો નિયમ છે, તેમ ચઢતી પછી પડતી આવવાનો પણ નિયમ છે. ચઢતીના સમયમાં

સર્વ અનુકૂળ તથા બુદ્ધિ સારી હોવાથી સુખની પ્રાપ્તિ થાય છે. પણ પડતીના સમયે સર્વ પ્રતિકૂળ તથા બુદ્ધિ નઠારી થવાથી દુ:ખની પ્રાપ્તિ થાય છે. શ્રી મહાભારતાંતર્ગત સભા પર્વના ૭૬ મા અધ્યાયમાં વૈશંપાયને જનમેજય રાજાને કહ્યું છે કે "સૃષ્ટિમાં સુવર્ણમય પ્રાણીનો અસંભવ છતાં પણ રામ મૃગને સુવર્ણમય માની તેમાં લોભાયા, કારણ ઘણું કરી પડતી જેની પાસે આવે છે એવા પુરૂષોની બુદ્ધિ વિપરીત થઇ જાય છે." સારી રીતે પૃથ્વીમાં જામેલું મોટું બળવાન વૃક્ષ પણ જો એકલું ઉગ્યું હોય તો તેને તોફાની વાયુ બળાત્કારથી ક્ષણ માત્રમાં ઉખેડી નાખવા શક્તિમાન થાય છે, તેમ જર્મની થોડા વખતને માટે તો એક માતેલા માતંગની માફક ડોલવા લાગ્યું હતું પરન્તુ મિત્ર રાજ્યોના બળવાન લશ્કરે તેને થોડાજ સમયમાં અંકુશ લગાડી નરમ પાડી દીધું છે.

I pray that all threatening perils may pass and that the issue of the war may be, for the British Empire, a people, strong, patient, at peace with itself and with all men; and for the world, the removal, for long, if not for ever, of the impending fear of warfare and of all, concerted violence.

His Majesty The King.

ભાવાર્થ:—મારી પ્રાર્થના છે કે સઘળી ભયાનક આફતો દૂર થાય, અને આ લડાઇનું પરિણામ બ્રિટિશ શહેનશાહત, જેની પ્રજા મજબુત, ધૈર્યવાન અને પોતપોતામાંજ નહિ પરન્તુ સઘળી

માણસો સાથે સલાહસંપી છે તેની તરફેણમાં આવો !! જગતની ખાતર હંમેશને માટે નહિ તો લાંબા વખત સુધી. લડાઇની બીક અને તેના સહગામી જુલમો દૂર થાઓ.

આ પ્રમાણે આપણા સાર્વભૌમ મહારાજા શહેનશાહ પંચમ જર્યોર્જના ઉદ્‌ગારો હતા. પરમકૃપાળુ પ્રભુએ તેમને પુષ્ટિ આપી છે; અને સર્વ સારાં વાનાં કર્યાં છે.

ગુજરાત અને કાઠિયાવાડના પ્રાતઃસ્મરણીય નરેશો જેવા કે ભાવનગર, ધ્રાંગધરા, નવાનગર, ગોંડળ, વાંકાનેર, લીંબડી, કચ્છ, ઇડર, રાજપીપળા, છોટા ઉદેપુર, દેવગઢ બારીઆ, સચીન, વાંસદા, ધરમપુર ઇત્યાદિ, જેઓના પૂર્વજોના પરાક્રમથી ગુજરાત અને કાઠિયાવાડના ઇતિહાસો ઝળહળી રહ્યા છે, તેઓએ આ મહા યુદ્ધમાં જે સહાય કરી પૂર્વની કીર્તિને સુદૃઢ કરી છે તેને માટે ગુર્જર માતા હંમેશાં ગર્વિષ્ઠા રહેશે. આપણા સાર્વભૌમ મહા માંગલ્ય સ્વરૂપ પ્રૌઢ પ્રતાપી. મહારાજા શહેનશાહે પણ આ સેવાની પ્રસંગોપાત કદર કરી છે. લડાઇની દરેક હકીકત નિયમિત રીતે પ્રજાવર્ગની જાણમાં લાવવા બાબત નેક નામદાર સખાવતે બહાદુર વિદ્યાવિલાસી સદ્‌ગત નંદકુંવરબા સી. આઇ. ભાવનગરનાં મહારાણી સાહેબે 'હિન્દ વિક્રમ' નામે સાપ્તાહિક પત્ર મોટા ખરચે કાઢી રાષ્ટ્ર અને રાજની કિંમતી સેવા બજાવી છે. પ્રિય પાઠક, જણાવવાને ખેદ ઉપજે છે કે તેમની સેવાનાં કેવાં ફળ આવ્યાં છે, તે તેઓ નામદાર જોવા પામ્યાં નહિ. આજે તો તે પૂજ્ય રાજમાતાનું હૃદય ઉછાળા માર્યા વગર રહેત નહિ. કહેવત છે કે જેની આ લોકમાં જરૂર છે તેની પરલોકમાં

પણ જરૂર છે, અર્થાત્ તેમને નિજ મંદિરમાં સ્વેચ્છાથી ખેંચી લીધાં છે. રાજ્ઞીપતિ મહારાજાધિરાજ શ્રીમંત ભાવસિંહજી મહારાજ જેઓ કાઠિયાવાડમાં અગ્રગણ્ય પદ ભોગવતા હતા અને જેઓ પોતાના ઔદાર્ય માટે મશહુર હતા તેમનું પણ અકાળ અવસાન થવાથી ભારે ખોટ પડી છે.

લખવાનું તો ઘણું છે પરન્તુ જે વસ્તુ બહાર પાડવા માટે નામદાર સરકારના કેળવણી ખાતાના મહેરબાન ડિરેક્ટર સાહેબ બહાદુર મારફત પરવાનગી માગેલી તેને આશય સચવાતો નથી તેમ હું એક તદ્દન જુદીજ વસ્તુ ઉપર ઉતરી જાઉં છું એમ જણાયાથી મૂળ વસ્તુ પરત્વેજ બરાબર ધ્યાન આપી આ વસ્તુ અન્ય પ્રસંગે લખવા મુલતવી રાખવા ઉચિત ધારૂં છું.

નામદાર હિન્દિ સેનાધિપતિના પત્રને તરજુમો ગુજરાતીમાં બહાર પાડવાનો મૂળ હેતુ તો એજ છે કે પાંચ વરસમાં હિન્દમાંના લશ્કરે મહા યુદ્ધમાં શો ભાવ ભજવ્યો છે તેમ શી બહાદુરી બતાવી છે તે ગુર્જર પ્રજા સમક્ષ પુસ્તક રૂપે મૂકી વફાદાર રાજ્યભક્તિ સુદૃઢ કરવી. કહ્યું છે કે—

દૃશ્ય પ્રયત્ને જો મળે, ઇચ્છયું તુજ સુખ નિત્ય;
ચૌદ ભુવનમાં જો ફરી, ક્યાં છે અખંડ હિત.

રાજા અને પ્રજા ઉભયની અન્યોન્ય પ્રીતિ થાય તેમાંજ સર્વ સુખ અને હિત સમાયલાં છે. અનુવાદમાં જો કોઇ સ્થળે ગેરસમજ થતી હોય તો વાંચક એક પત્ર લખી ખુલાસો માગશે તો તે ઘણી ખુશીથી પુરો પાડવામાં આવશે.

મેં મૂળ પત્રનો તરજુમો નિર્દોષ અને નિષ્પક્ષપાતપણે કર્યો છે. હું પોતે કોઇ મહાવિદ્યાલયનો પદવીધારી (Graduate) નથી, પરન્તુ મેં યથાશક્તિ કાળજીપૂર્વક પ્રયાસ કર્યો છે; છતાં જો કોઇ સ્થળે કાંઇ ભૂલ થની હોય તો તે સુજ્ઞ વાંચક સુધારી ને વાંચશે એટલુંજ નહિ પરન્તુ મને પોતાને તે દોષ જણાવશે તો તે ઉપકાર સહિત સ્વીકારીશ.

અલબત, તરજુમો કરવામાં મને મારા નાના ભાઇ અમૃતલાલ વનમાળીદાસ મહેતા બી. એ. તરફથી ઘણી સારી રીતે મદદ મળી છે તે માટે તેમનો હું આભાર માનું છું.

આ પુસ્તકને પ્રસિદ્ધિમાં લાવવા તેમ છાપવા વગેરેમાં મને જે મદદગાર થયા છે તે મારા મુરબ્બી સોમાલાલ મંગળદાસ શાહ "ગુજરાતી પંચ" પત્રના અધિપતિ જેઓ મારા તરફ ઘણા લાંબા સમયથી પ્રેમ અને મમતાની લાગણીથી જોતા આવ્યા છે તેમનો પણ આ પ્રસંગે ઉપકાર માનવાની તક લઉં છું.

મુખારાની પોળ, સારંગપુર
ચકલા, અમદાવાદ.

મ. વ. મહેતા.

# મહા યુદ્ધમાં હિન્દ સેવા.

જનરલ સર ચાર્લ્સ સી. મનરો જી. સી. બી. જી. સી. એસ. આઇ. જી. સી. એમ. જી. એ. ડી. સી. હિન્દુસ્થાનના મુખ્ય સેનાધિપતિ તરફથી.

## નામદાર હિન્દિ સરકારના લશ્કરી ખાતાના સેક્રેટરી તરફ.

મારા તા. ૨૦ મી ઓગષ્ટ સને ૧૯૧૮ ના પત્રના અનુસંધાનમાં યુદ્ધ પ્રવૃત્તિમાં હિન્દુસ્થાને તેમજ તે માંહેનાં દેશી રાજ્યોએ જે ભાગ ભજવ્યો છે તેની નીચે પ્રમાણે ટુંક સમાલોચના રજુ કરવાનું મને માન મળે છે.

## ઉપોદ્‌ઘાત.

૨. યુદ્ધના આરંભમાં હિન્દુસ્થાનનું સૈનિકબળ ૩૮,૦૦૦ સ્વયંસેવકો તથા ૩૫,૦૦૦ ફાલતુ હિન્દિ સૈનિકો ( Indian Reservists) ઉપરાંત સુમારે ૭૭,૦૦૦ બ્રિટિશ અને ૧૫૯,૦૦૦ દેશી સૈનિકોનું હતું. યુદ્ધ પહેલાંના ધોરણે વિચાર કરતાં આ સંખ્યા મોટી જણાય છે પરન્તુ યુદ્ધની પ્રથમાવસ્થામાં હિન્દુસ્થાને બજાવેલી સેવાની જો પૂરેપૂરી કિંમત આંકવામાં આવે તો એવું ભાર દઇને જણાવવાની જરૂર પડે કે બ્રિટિશ શહેનશાહતના

સશસ્ત્ર સૈન્યની પૂર્તિ માટે આ લશ્કર કોઇપણ રીતે યોગ્ય ન હતું. નામદાર હિન્દિ સરકારને સુવિદિત છે કે યુદ્ધ પહેલાંના હિન્દિ સૈન્યનું મુખ્ય કાર્ય બે પ્રકારનું હતું; પ્રથમ, બ્રિટિશ હિન્દુસ્થાનની અંદર તેમજ સરહદપર શાંતિ જાળવવાનું અને દ્વિતીય, જરૂર પડે બાહ્યાક્રમણની સામે બચાવ માટે સરહદ પાર લડાઇમાં ઉતરી શકે તેવું લશ્કર રણક્ષેત્રને માટે પુરૂં પાડવાનું. હિન્દિ સૈન્ય કોઇ પણ રીતે સામ્રાજ્ય સંબંધીની બહારની ફરજને માટે રાખવામાં આવતું ન હતું.

૩. સત્ય છે કે સામ્રાજ્યના હિતની કુમકે દુનિયાના વિવિધ ભાગોમાં હિન્દુસ્થાનના સૈન્યની નાની ટુકડીઓ ઉપયોગમાં લીધાના ઘણા દાખલાઓ તૈયાર છે, પરન્તુ સ્વહિતના રક્ષણ માટે ખાસ જરૂરનું હોય તે કરતાં વિશેષ સૈન્ય હિન્દુસ્થાનમાં રાખવાની નીતિ કદીપણ ગ્રહણ કરવામાં આવી નથી. અને હિન્દુસ્થાનના સૈનિક બળની વ્યવસ્થા અદ્યાપિ ફક્ત આ ધોરણ અનુસારજ કરવામાં આવેલી હોવાથી, અતિ જોખમમાં આવ્યા સિવાય હિન્દિ સૈન્યનો કદર કરવા યોગ્ય કોઇ ભાગ સમુદ્ર પાર કાર્ય માટે પુરો પાડી શકાય તેમ ન હતું. છતાં પણ તે વખતે એવું કબુલ રાખવામાં આવ્યું કે સામ્રાજ્યની ઐક્યને ભયમાં નાખનારો પ્રસંગ ઉપસ્થિત થાય તો નિર્ણયકાલે આપણા બળમાં વધારો કરવા માટે હિન્દુસ્થાનની સરકારને આ જોખમમાં ઉતરવાનું કહી શકાય એટલા માટે નામદાર શહેનશાહની સરકાર જણાવે તે દિશામાં તાત્કાલિક સહાય આપવાને શક્તિમાન થાય તેવી રીતે સૈન્યની તેના મુખ્ય કાર્યાનુરૂપ વ્યવસ્થા કરવામાં આવી

તેમજ સાહિત્યો પુરાં પાડવામાં આવ્યાં. યુદ્ધની જાગૃતિના થોડા દિવસ અગાઉજ એવો નિર્ણય કરી નામદાર હિન્દિ પ્રધાનને પત્રથી જણાવવામાં આવ્યું કે જો હિન્દુસ્થાનની આંતરિક તેમજ સરહદની સ્થિતિ સાધારણ રહેશે તો સૈન્ય સભા (Army Council) મેજર જનરલની સરદારી નીચે હોય તેની બે સૈનિક ટુકડીઓ (Divisions) અને એક નાની ઘોડેસ્વાર ટુકડી (Cavalry Brigade) નું લશ્કર પુરૂં પાડવાને હિન્દુસ્થાનપર આધાર રાખી શકશે. તેમજ ખાસ જરૂરનો પ્રસંગ હશે તો એથી વધારે ટુકડીઓ પુરી પાડવાનું પણ બની શકશે; જો કે તેમ કરતાં કેટલુંક જોખમ વેઠવું પડશે.

---

## ૧૯૧૪.

૪. સૈન્ય એકત્ર કરી સમુદ્ર પાર મોકલવાની બાબતમાં યુદ્ધની જાગૃતિ એક અનુચિત પ્રસંગે થઇ હતી. બ્રિટિશ સૈન્યનો મોટો ભાગ ટેકરીઓમાં ગ્રીષ્માવાસમાં રહેતો હતો. અને કેટલેક ઠેકાણે તો તે આગગાડીના મથકથી ઘણે દૂર વસતો હતો. દેશી લશ્કર ઘણું ખરૂં રજા પર હતું અને બ્રિટિશ અમલદારોનો મોટો ભાગ ફર્લો (Furlough) રજા પર સ્વદેશ ગયો હતો; જેમાંથી ૫૩૦ અમલદારોને યુદ્ધની જાગૃતિ પછી યુદ્ધ કચેરી (War office) ના હાથ નીચે કામ કરવાને માટે રોકી રાખવામાં આવ્યા હતા. તદુપરાંત વર્ષાઋતુનો પ્રસંગ હિન્દિ સૈન્ય જેના મોટા ભાગે અગાઉ કદી સમુદ્ર ઓળંગ્યો નહોતો તેને એક મોટા વિઘ્નરૂપ

હતો. આ સર્વ મુશ્કેલીઓ છતાં જરૂર પુરતા લશ્કરને એકત્ર કરી તેમને સમુદ્ર પાર જવાની વિનંતી કરવામાં બીલકુલ વખત ગુમાવવામાં આવ્યો નહિ.

૫. નામદાર શહેનશાહની સરકાર તરફથી લશ્કર માટે પ્રથમ ઇજીપ્ત અને સુદાનમાં દુર્ગ રક્ષણ માટે બે પાયદળ ટુકડીઓ ( Infantry Divisions ) અને એક નાની ઘોડેસ્વાર ટુકડી ( Cavalry Brigade ) મોકલવાની માગણી થઇ. તદનુસાર ત્રીજી અને સાતમી પાયદળ ટુકડીઓ અને નવમી ઘોડેસ્વાર ટુકડીને એકત્ર કરી સમુદ્ર પાર મોકલવા માટે તૈયાર કરવામાં આવી. આ તૈયારીની નામદાર હિન્દ પ્રધાનને ખબર આપતી વખતે આગ્રહપૂર્વક એવું જણાવવામાં આવ્યું કે આ લશ્કરને કિલ્લા સાચવવાના કામ માટેજ પરદેશ મોકલવાથી તે માણસોની પોતાની લાગણી ઘણીજ દુખાશે અને વળી દરેક રીતે વિચાર કરતાં હિન્દુસ્થાનને યુરોપના મોખરે સ્થાન અપાય તે ઘણું ઇચ્છવા યોગ્ય છે. આ ઉપરથી તે સૈન્યનું નિર્દિષ્ટ સ્થાન ત્યાંથી ફેરવીને માર્સેલ્સ રાખવામાં આવ્યું. વળી તેજ વખતે એક સંપૂર્ણ મોટી ઘોડેસ્વાર ટુકડી (Complete Cavalry Division) મોકલવાની માગણી કરવામાં આવી, અને પાછળથી પ્રથમ માગેલી નાની ઘોડેસ્વાર ટુકડી ( Cavalry Brigade ) ને બદલે એક બીજી સંપૂર્ણ મોટી ઘોડેસ્વાર ટુકડી (Complete Cavalry Division ) મોકલવાની માગણી કરવામાં આવી. આ ટુકડીઓને તુરતજ હુકમ આપવામાં આવ્યો અને લશ્કરને ફ્રાન્સ લઇ જનાર આગબોટોનો પ્રથમ કાફલો તા. ૨૫ મી ઓગષ્ટ એટલે કે યુદ્ધ જાહેર થયા પછી ત્રણ અઠવાડીઆમાં મુંબાઇથી હંકારી ગયો.

સપ્ટેંબર માસની આખર પહેલાં લશ્કરનો મોટો ભાગ માર્સેલ્સને કિનારે ઉતર્યો અને તે પછી એક માસ પહેલાં તો ફ્લાન્ડર્સમાં યુદ્ધકાર્યમાં જોડાયો. ફ્રાન્સમાં પ્રથમ મોકલેલા લશ્કરનું એકંદર સૈનિકબળ સુમારે ૧૬,૦૦૦ બ્રિટિશ અને ૨૮,૫૦૦૦ હિન્દિ સૈનિકોનું હતું.

૬. યુદ્ધના પ્રથમના થોડા દિવસોમાંજ જર્મન પૂર્વ આફ્રિકા સામેના કાર્ય માટે પલટણોનું એક મિશ્રિત સૈન્ય તૈયાર કરવાની અને ઝાંઝીબાર અને મોમ્બાસા—નેરોબી રેલ્વે, જેમાંની પાછલીનો વ્યવહાર સાંસ્થાનિક કચેરી (Colonial office) ની સત્તા નીચે ચાલે છે, તેમના રક્ષણ માટે ત્રણ વધુ પલટણો મોકલવાની માગણી કરવામાં આવી. એ માહિના પ્રથમ લશ્કરને રવાના કરનામાં બોટોની તંગી તેમજ રક્ષણ માટે સાથે મોકલવાનો નોકા કાફલો પુરો પાડવાની મુશ્કેલીને લીધે કેટલીક ઢીલ થઇ, કારણ આજ વખતે જર્મન ક્રુઝરો, એમ્ડન અને કોનિગ્સબર્ગ સમુદ્રમાં દોડાદોડ કરી રહી હતી, અને તેમાંની પ્રથમે તો તા. ૨૨ અને ૨૩ મી સપ્ટેંબરે રાતે મદ્રાસથી થોડે દૂર દેખા દીધી હતી તેમ છતાં પણ આખરે તે લશ્કર તા. ૩૧ મી ઓક્ટોબરે મોમ્બાસા આવી પહોંચ્યું અને ત્યાંથી બીજે દિવસે ટાંગા જવાને ઉપડી ગયું. બ્રિટિશ પૂર્વ આફ્રિકામાં મોકલવાની ૩ પલટણોમાંની એક તા. ૧૯ મી ઓગષ્ટે હંકારી ગઈ અને તા. ૬ ઠી સપ્ટેંબરે તે સૅવો મુકામે યુદ્ધકાર્યમાં જોડાઇ હતી. બાકીની બે પલટણો આવી પહોંચતાં બંને લશ્કરોને એક સરદારી નીચે એકત્ર કરવામાં આવ્યાં હતાં. આ બે લશ્કરોનું એકંદર સૈનિકબળ સુ-

મારે ૧૫૦૦ બ્રિટિશ અને ૧૦,૨૫૦ હિન્દિ સૈનિકોનું હતું, અને તેમાં મોટો ભાગ સામ્રાજ્ય સેવક સૈનિકો (Imperial Service Troops) નો હતો.

૭. એ દરમિયાનમાં તુર્કસ્તાનની ધાસ્તી ભરેલી વર્તણુંકથી એડેન પ્રદેશના રક્ષણ માટે પગલાં લેવાની જરૂર પડી; અને તેથી છઠ્ઠા સૈન્ય વિભાગ (6th Division) ની એક નાની ટુકડી (Brigade) જેને વધારે માગણી થશે એવી ધારણાથી એકત્ર કરવામાં આવી હતી તેને. ઇરાની અખાતમાં કાંઈ પણ દુશ્મનાવટનું કાર્ય કર્યા સિવાય ફક્ત દેખાવને માટેજ રવાના કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો. આ ટુકડી તા. ૧૬ મી ઓક્ટોબરે ઉપડી તા. ૨૩ મીએ બેહેરીન આવી પહોંચી. એક અઠવાડીઆ પછી તુર્કસ્તાન સાથે લડાઈ જાહેર થતાં આ ટુકડીને ફાઓ લેવાનો હુકમ આપવામાં આવ્યો. છઠ્ઠા વિભાગ (6th Division) નો બાકીનો ભાગ તા. ૨૦ મી નવેંબરે શેટ–એલ–એરબ ખાતે ઉપડી ગયો. મેસોપોટેમીઆમાં ચઢાઇએ ગયેલા લશ્કર (Mesopotamian Expeditionary Force) ના આ પ્રથમથી ગયેલા રક્ષક સૈન્યનું સૈનિકબળ સુમારે ૪૫૦૦ બ્રિટિશ અને ૧૨,૦૦૦ હિન્દિ સૈનિકોનું હતું.

૮. આ ઉપરાંત નામદાર હિન્દ સરકારે નામદાર શહેનશાહની સરકારની માગણીથી ૬ પાયદળ નાની ટુકડીનું એક લશ્કર જેમાં એક સામ્રાજ્ય સેવક સૈનિક ટુકડીનો સમાવેશ થતો હતો તે તથા એક સામ્રાજ્ય સેવક ઘોડેસ્વાર નાની ટુકડી (Imperial Service Cavalry Brigade) ઇજીપ્ત મોકલવાનું સ્વીકાર્યું

સુએઝ જતાં રસ્તામાં આ પાયદળ લશ્કરમાંની એક ટુકડીએ તા. ૧૦ મી નવેમ્બરે શેખ સૈદ આગળના વિગ્રહમાં ભાગ લીધો. આ લશ્કર જેનું સૈનિકબળ સુમારે ૧૫૦૦ બ્રિટિશ અને ૨૭,૨૫૦ હિન્દિ સૈનિકોનું હતું તે નવેમ્બર અને ડીસેમ્બરમાં ઇજીપ્તને કિનારે ઉતર્યું. વળી એક નાનું હિન્દિ લશ્કર ઉત્તર ચીનમાં આવેલા જર્મન નૌકા સૈન્યના સીંગટાઉના થાણાપર હુમલો કરવાને જાપાન સાથે જોડાયું.

૯. ફ્રાન્સ, પૂર્વ આફ્રિકા, મેસોપોટેમીઆ અને ઇજીપ્તમાં મોકલવામાં આવેલા વ્યવસ્થિત લશ્કર ઉપરાંત ઇંગ્લાંડના લશ્કર વધારવાના કાર્યને સુગમ કરવાને માટે ૩૨ બ્રિટિશ પલટણો અને ૨૦ તોપખાનાવાળી ટુકડીઓ બારોબાર ઇંગ્લાંડ મોકલવામાં આવી અને ધીમે ધીમે તેમની જગા ૩૫ ટેરીટોરીઅલ પલટણો ( Territorial Battalions ) અને ૨૯ ટેરીટોરીઅલ મેદાની તોપખાનાં ( Territorial Field Batteries ) થી પુરવામાં આવી. યુદ્ધ પહેલાંના કવાયતી બ્રિટિશ દુર્ગ રક્ષક સૈન્યનો અલ્પ અવશેષ નૈઋત્ય ખુણાની સરહદ પર ચોક્કસ રચનામાં એકત્ર કરવામાં આવ્યો. અને તે દરમિયાન ટેરીટોરીઅલ સૈનિકોને પુષ્કળ તાલીમ આપવામાં આવી. આ ટેરીટોરીઅલ સૈનિકોએ લડાયક તરીકેની તેમની કિંમત યુદ્ધની ઉત્તરાવસ્થામાં પૂરેપુરી સાબીત કરી આપી છે, પરંતુ કેટલાક વખત સુધી તેમને હિંદુસ્થાન જેવા દેશની નૂતન સ્થિતિમાં લડાઇ સંબંધી ઘણું શીખવાનું હતું. આ પ્રમાણે ઇ. સ. ૧૯૧૪ ના અંતમાં હિન્દુસ્થાન જુદા જુદા દરજ્જાના એકંદરે ૧૦૦,૦૦૦ માણસોવાળાં ચાર લશ્કર

સમુદ્ર પાર નિભાવતું હતું, અને તદુપરાંત તેણે પોતાના ઉત્તમ કોટિના ૩૫,૫૦૦ કવાયતી બ્રિટિશ સૈનિકો આપી તેના બદલામાં તેટલીજ સંખ્યામાં અર્ધી કવાયત પામેલા અને હલકી યુદ્ધ સામગ્રી અને સાહિત્યવાળા ટેરીટોરીઅલ સૈનિકો લીધા હતા. વળી હિન્દુસ્થાનમાં પેચવાળી બંદુકો (Rifles) નો જથો ઘણોજ ઘટી ગયો હતો કારણ કે રણક્ષેત્રમાંથી તેની માગણીઓ થતી હતી, તેમજ ઇંગ્લાંડમાં જે મોટી સંખ્યામાં બંદુકો તૈયાર થતી હતી તે યુદ્ધ કચેરીને સોંપી દેવામાં આવી હતી. આજ પ્રમાણે ચલાયમાન બંદુકોની સંખ્યા પણ ૪૭૪ થી ઘટીને ૨૭૦ ની થઇ હતી, તેથી તોપખાનાની રચના ૪ બંદુકના ધોરણે (4 gun basis) ફરીથી કરવાની જરૂર પડી હતી.

૧૦. સરહદ પર ગંભીર તોફાન ન હોવાને લીધેજ આ સ્થિતિ સંભવિત બની હતી. અફઘાનિસ્તાનના મરહુમ નામદાર અમીર સાહેબે સંપૂર્ણ તટસ્થપણું જાળવી રાખ્યું હતું. જેની છાપ સાધારણ રીતે સરહદ પરની બધી ટોળીઓના વર્તનમાં જણાતી હતી. પરન્તુ ઇ. સ. ૧૯૧૪ ની આખરમાં ટોકીની ખીણ અને મોહમન્ડ પ્રદેશ [ અત્રે લશ્કરના દ્વિતીય વિભાગના ( 2nd Division ) થોડા ભાગનો ઉપયોગ કરવો પડયો હતો. ] માં ધાર્મિક ઝનુન ઉશ્કેરવાને છુટા છવાયા પ્રયત્નો થયેલા જણાવવામાં આવ્યા હતા. તદુપરાંત ઈશાનખુણાની સરહદ પર વસતા કાચીન લોકોમાં રહેલી કોઇક ચીરસ્થાયી અશાંતિ વિરૂદ્ધના વ્યવહારમાં કેટલાક ગૌણ શાસનિક યુદ્ધ તૈયારની જરૂર પડી હતી. તુર્કસ્તાન વિગ્રહમાં ઉતરવાથી હિંદુસ્થાન માંહેના મુસલમાનોના હૃદયમાં ગંભીર ચિંતા ઉત્પન્ન થવા છતાં દેશની આંતરિક સ્થિતિ શાંત

રહી હતી, જો કે દેશના જુદા જુદા ભાગમાં અશાંતિનાં કેટલાંક છુટાં છવાયાં ચિહ્ન જણાતાં હતાં, તે ઘણે ભાગે જર્મન આગ્રહ અને હિલચાલને આભારી હતાં, અને તે સામે તરતજ પગલાં લેવામાં આવ્યા હતાં. દેશની આંતરિક તેમજ સરહદની સ્થિતિનું એકંદર અવલોકન કરતાં દેશને તેના અતિ અગત્યના સશસ્ત્ર સૈનિકબળથી ખાલી કરી બ્રિટિશ દુર્ગ રક્ષક સૈન્યમાં બીન કવાયતી લશ્કરનો મોટો ભાગ દાખલ કરવામાં જે જોખમ વ્હોરવામાં આવ્યું હતું તે વ્યાજબી હોય એમ જણાતું હતું.

૨૧. નામદાર હિન્દિ સરકારને સુવિદિત છે કે યુદ્ધનો આરંભ થતામાંજ દેશમાં સર્વત્ર અસાધારણ અને સ્વાભાવિક ઉત્સાહ દષ્ટિએ પડતો હતો. અને તે સાથે દરેક પ્રકારની મદદ અર્પણ કરીને લોકો પોતાની વફાદારી કાર્યથી બતાવતા હતા. દેશી રાજકર્તાઓએ પોતાના ખજાના અને સૈન્ય સંપૂર્ણ રીતે સરકારની ઇચ્છાને આધીન કર્યાં હતાં, તેમજ પ્રજાના દરેક વર્ગ તરફથી રોકડ તેમજ બીજી જાતની ભેટનો પ્રવાહ સતત વહ્યા કરતો હતો. વસ્તુતઃ યુરોપી તેમજ હિન્દિ સમાજના દરેક દરજ્જાના મનુષ્યોનો એક સામાન્ય જમાવ થતો હતો. સંકટ નિવારણ, માંદા અને ઘવાયેલાઓની સુશ્રુષા અને રણક્ષેત્રમાં લડતા સૈનિકોની અનુકૂળતાને અર્થે જુદી જુદી સંસ્થાઓ સ્થાપન કરી પોતાની શક્તિ પ્રગટ કરવાનો પ્રસંગ હિન્દિ સ્ત્રી વર્ગને પ્રાપ્ત થયો હતો. રણક્ષેત્રમાંથી આવતાં સૈનિકોની અરજોની તપાસ કરીને તેમના કુટુંબની જરૂરીઆતો પુરી પાડીને લડતા હિન્દિ સૈનિકોના હિતનું રક્ષણ કરવામાં મદદ કરવાને માટે હિન્દિ ગૃહસ્થો મોટી

સંખ્યામાં બહાર આવ્યા હતા. તેમજ બીજા કેટલાક ગૃહસ્થોએ વધારે અજ્ઞાન પ્રજા વર્ગને વિગ્રહના મુદ્દાઓ સમજાવીને દુશ્મનનાં કાવત્રાં અને હિલચાલની સામે પ્રજામત સુદૃઢ બનાવવામાં પોતાની સેવા અર્પણ કરી હતી. આ તેમજ આવી જાતની બીજી પ્રવૃત્તિઓ જેમાં વ્યક્તિગત કાર્યવાહકો તરફથી ઘણીજ વિનયી પરન્તુ કિંમતી સેવા બજાવવામાં આવી હતી તે વિગ્રહના સઘળા સમય દરમિયાન ક્ષેત્ર, વિસ્તાર અને પરિણામમાં વધતીજ ગઇ.

## ૧૯૧૫.

૧૨. ઇ. સ. ૧૯૧૫ નું વર્ષ હિંદુસ્થાનની બાબતમાં અનેકશઃ યુદ્ધનો ઘણોજ કટોકટીનો સમય હતો. આ વર્ષમાં મુખ્ય બનાવ તરીકે મેસોપોટેમીઆના મેદાનની વધતી જતી અગત્યતા હતી અને તેને પરિણામે જ્યારે દેશનું સશસ્ત્ર સૈન્ય ભય ઉપજાવે તેટલી ઓછી સંખ્યા સુધી ઘટી ગયું હતું તે વખતે માણસો અને સાહિત્યની માગણી સદંતર વધ્યાજ કરતી હતી. વસ્તુતઃ આ વર્ષમાં દેશની પહોંચી વળવાની શક્તિની હદની કદાચ ઘણીજ બહાર વધી જાય એવી જેને માટે હમેશાં બીક રહેતી હતી તેવી માગણીઓને પહોંચી વળવાને ભગીરથ પ્રયત્નો કરવામાં આવ્યા હતા. આ વર્ષે જુદાં જુદાં સંસ્થાનોમાં દુર્ગરક્ષક સૈન્ય મોકલવા ઉપરાંત હિંદુસ્થાનના લશ્કરની ટુકડીઓ ફ્રાન્સ, બેલ્જીયમ, ઇજીપ્ત ગેલીપોલી, મેસોપોટેમીઆ, દક્ષિણ તેમજ પૂર્વ ઇરાન, પૂર્વ આફ્રિકા, કેમેરૂન, એડન, હિન્ડરલેન્ડ, સોમાલીલેન્ડ, તેમજ હિન્દુસ્થાનની ઇશાન અને વાયવ્યકોણની સરહદ પરનાં મેદાનોમાં

રોકવામાં આવી હતી. આ મેદાનોનાં માત્ર નામ આપવાથીજ આવશ્યક મનુષ્ય અને સાહિત્યની તજવીજ રાખનારા અધિકારીઓનું કાર્ય કેટલું દુર્ઘટ હતું તેનો ખ્યાલ સહજ આવી શકશે.

૧૩. ઇંગ્લાંડમાં બ્રિટિશ લશ્કરમાં ઝડપથી વધારો થવાથી આ વર્ષની આખરમાં હિન્દિ સૈન્યની ટુકડીઓને ફ્રાન્સના મેદાનમાંથી ફારેગ કરવાનું બની શક્યું. આ ટુકડીઓએ અતિ ચિંતાતુર અવસર પસાર કરી જવામાં મદદ કરી હતી, તેમજ ફેસ્ટુબર્ટ, નુવેશેપેલ, લુસ અને ઇપ્રેસની બીજી લડાઇમાં ભાગ લીધો હતો. પરન્તુ હવે તેમની જગ્યા પૂરવાને બ્રિટિશ લશ્કર મળી શકે તેમ હોવાથી તે ટુકડીઓને વધારે અનુકૂળ આબોહવાવાળા પ્રદેશમાં રોકવાથી વધારે ફાયદો છે એમ જણાયું. વળી તેમને હિંદુસ્થાનની નજીકના મેદાનમાં રોકવાથી તેમને લાવવા લઇ જવામાં રોકાતા બોટોના કાફલામાં સારો બચાવ થાય તેમજ મૂળસ્થાનથી આટલે દૂર લશ્કર નિભાવવામાં સાધારણ રીતે હંમેશાં જે કાર્ય વ્યવસાયની મુશ્કેલીઓ નડે છે તે દૂર થાય. તે ઉપરથી નવેંબર અને ડીસેંબર માસમાં આ ટુકડીઓ મેસોપોટેમીઆ જવાને ઉપડી; પરન્તુ બે ઘોડેસ્વાર ટુકડીઓને ફ્રાંસમાં રહેવા દેવામાં આવી.

૧૪. સાતમા પેરેગ્રાફમાં વર્ણવેલી અલ્પ શરૂઆત પછી ઇ. સ. ૧૯૧૫ માં મેસોપોટેમીઆના રણક્ષેત્રે હિન્દુસ્થાનને માટે અતિ અગત્યનું રૂપ ધારણ કર્યું; કારણ કે તેનો પ્રત્યાઘાત આખા ઇરાનમાં તેમજ વાસ્તવિક રીતે પૂર્વમાં સર્વત્ર જણાયો. વળી હિન્દુસ્થાન તેના ભૂમંડળમાં આવેલા સ્થાનને લીધે આ દિશામાં

વધારેમાં વધારે સારી રીતે મદદ કરી શકે તેમ હતું. અને જે જે વ્યક્તિગત બનાવોથી આ કાર્યનો ધીમે ધીમે વિકાસ થયો હતો તેનું ક્રમશઃ વર્ણન આપવું તે આ લઘુ સમાલોચનાની મર્યાદાની બહારની વાત છે. આ સર્વ બનાવો નામદાર, હિન્દિ સરકારને સુવિદિત છે. અત્રે એટલુંજ કહેવું બસ થશે કે આ વરસની શરૂઆતમાં નામદાર શહેનશાહની સરકાર તરફથી તાકીદની ચાદીઓ આવવાથી લશ્કરના એક વિભાગ ( Division ) માં વધારો કરી બે વિભાગ અને એક ઘોડેસ્વાર ટુકડી રાખવાં પડયાં. એક પાયદળ ટુકડી ઇજીપ્ટમાંથી મળી હતી પરન્તુ આ વધારાના સૈન્યનાં બાકીનાં માણસો હિન્દુસ્થાનમાંથી પુરાં પાડવામાં આવ્યાં હતાં, અને તેઓ માર્ચની આખરે બસરા પહોંચ્યાં હતાં. વર્ષાઋતુમાં હિન્દુસ્થાનમાંથી બીજી બે ટુકડીઓ મોકલવામાં આવી. આ વર્ષની આખરે હિન્દુસ્થાનની લશ્કરી કોરના અગ્રગણ્ય સૈનિકો ફ્રાન્સથી આ દેશમાં આવવા લાગ્યા. હિન્દુસ્થાનના ક્ષીણ દુર્ગ રક્ષક સૈન્યમાંથી આ વધારાનું લશ્કર પુરૂં પાડવાનો સવાલ ઘણોજ ચિંતાજનક થઇ પડયો હતો, અને નામદાર શહેનશાહની સરકારે બીજી હારમાં ઊભી રહી શકે તેવી બ્રિટિશ દુર્ગ રક્ષક પલટણો ઇંગ્લાંડથી હિન્દુસ્થાનમાં મોકલી આપવાનું વચન આપ્યું તેથીજ તે સવાલ સંભવિત બન્યો હતો. આ વર્ષની આખરે મેસોપોટેમીઆની ચઢાઇએ ગયેલું લશ્કર (The Mesopotamian Expeditionary Force) પ્રથમની ફક્ત એકજ ટુકડીથી વધીને ૫૦,૦૦૦ લડાયક મનુષ્યનું બન્યું હતું.

૧૫. થોડાજ વખતમાં સ્પષ્ટ જણાયું કે જર્મન પૂર્વ આફ્રિ-

કામાં ચઢાઇએ ગએલા લશ્કરો હિન્દુસ્થાનમાંથી મનુષ્ય અને સાહિત્ય મોટા પ્રમાણમાં મેળવવાનું ચાલુ રાખતું પડશે. આ સ્વારીની શરૂઆતમાં સખ્ત ઘાયલ થયેલા સૈનિકોને હિન્દુસ્થાનમાં પાછા બોલાવી તેમની જગાએ નવા સૈનિકો મૂકવામાં આવ્યા, તેમજ આ વરસમાં ચાર વધારે પલટણો ત્યાં મોકલવામાં આવી. આ વખતે અને વસ્તુતઃ આખા વિગ્રહ દરમિયાન પૂર્વ આફ્રિકાની ચઢાઇથી હિન્દુસ્થાન પર જે મોટો બોજો મૂકાયો હતો તે એક સર્વાંગ સૈનિક બળ પુરૂં પાડવા કરતાં વિશેષ કરીને ઘટ પૂરી પાડવાનો હતો. વળી કેટલીક વેળાએ તો સૈનિક ટુકડી ( Unit ) દેશમાં ત્રણ માસ પણ રહી ન હોય તે પડેલાં તો તે ટુકડીના ૫૦ ટકા કરતાં વધારે મોટી સંખ્યામાં ચુંટેલા સૈનિકોની ભરતીને માટે માગણી કરવામાં આવતી હતી. જ્યારે નવા સૈનિકો મેળવવાની વ્યવસ્થા હજુ અપૂર્ણ હતી અને જ્યારે ફ્રાન્સ, ગેલીપોલી, અને મેસોપોટેમીઆ દેશના તાલીમ પામેલા મનુષ્ય બળની વારંવાર માગણીઓ કરી રહ્યાં હતાં તેવે વખતે આવી માગણીઓને પહોંચી વળવામાં કેટલી મુશ્કેલીઓ નડી હશે તેની કદર નામદાર હિન્દ સરકાર કરશે.

૧૬. આ વરસમાં ઉપર કહેલા ચુંટેલા સૈનિકો સિવાય બીજું વધારાનું લશ્કર ઇજીપ્તમાં મોકલવામાં આવ્યું ન હોતું એટલુંજ નહિ પણ તેમાંથી ૧ પલટણો ગેલીપોલી અને ૨ ટુકડીઓ મેસોપોટેમીઆ મોકલવાથીજ વાસ્તવિક રીતે તે લશ્કરમાં ઘટાડો થયો હતો. મેસોપોટેમીઆ મોકલેલી ટુકડીઓમાંની એક થોડા માસ સુધી એડનના દુર્ગ રક્ષક સૈન્યની મદદમાં રોકાઇ

હતી. આ ઉપરાંત ઇજીપ્તથી ત્રણ પલટણો બારોબાર ફ્રાન્સ મોકલવામાં આવી હતી.

૧૭. આ વરસે યુદ્ધનાં ઉપક્ષેત્રોમાં પ્રમાણમાં ઓછી ટુકડીઓ મોકલવી પડી હતી. નામદાર હિન્દિ સરકારના અમલ બહારના મેદાનો પૈકી કેમેરૂન અને સોમાલી લેન્ડમાં નાની ટુકડીઓ મોકલવામાં આવી હતી. અને નામદાર હિન્દિ સરકારના અમલની અંદર એડનના સંરક્ષિત પ્રાન્તમાં ( Aden Protectcrate ) તુર્ક લશ્કરે ચઢાઇ કરવાથી તે દુર્ગના રક્ષણને અર્થે એક નાના સૈન્યની યોજના કરવામાં આવી હતી. આ ઉપરાંત ઓમાનના અખાતમાં મસ્કત, મસુ અને ચાહબર ખાતે અલ્પ યુદ્ધ વ્યાપારની જરૂર ઉભી થઇ હતી. આ વર્ષની શરૂઆતમાં જર્મન દૂતો ઇરાનમાં પુષ્કળ ચળવળ કરવા લાગ્યા અને બર્લીનથી બગદાદને રસ્તે નીડરમેયર અને સીલરની સરદારી નીચે મીશનો મોકલવામાં આવ્યાં. આ મીશનો મે માસમાં ઇરાન પહોંચ્યાં. તેમની ચળવળ તોડી પાડવાને માટે પૂર્વ ઇરાનમાં રૂશિઅનોની સાથે સાથે લશ્કરી થાણાં જમાવવામાં આવ્યાં હતાં.

૧૮. આ વર્ષમાં ઠેઠ સુધી સરહદપરની ટોળીઓમાં વિરૂદ્ધ હિલચાલ હોવાને પરિણામે હિન્દુસ્થાનની વાયવ્ય કોણુની સરહદ પરની સ્થિતિ કાંઇક અશાંત રહી હતી. અને તેમાં કાવત્રાંનાં તોફાની મૂળ તરીકે ખાસ કરીને તુરંગઝાઇના હાજી અને હિન્દુસ્થાની ધર્માંધ લોકો હતા. બલુચિસ્તાન, ટોકીની ખીણ મોહમન્ડ સરહદનો પ્રદેશ, સ્વેટ, બ્થુનર અને કાળા પર્વતમાં એટલે સુધી વિગ્રહ ચલાવવાની જરૂર પડી કે તેમાં આખી પહેલી લશ્કરી

ટુકડી અને બીજીનો પણ અમુક ભાગ રોકવો પડયો. વળી આ વર્ષમાં શત્રુના દૂત તરીકે વર્તતી અને સમુદ્ર પાર તેમનું કાર્ય ચલાવતી, કેટલાક નારાજ થએલા હિન્દિઓની ટોળીઓ દેશની અંદર તોફાન ઉત્પન્ન કરવાને અને સૈન્યમાં અસંતોષનાં બીજ વાવવાને ઠેઠ સુધી પ્રયત્ન કરતી હતી; પરન્તુ તેમાં તેમને આઝી ફતેહ મળી નહિ. ક્ષોભ કરાવે એવા બનાવો પૈકી માત્ર પંજાબ-માંજ અશાંતિનું એક મોજું ફેલાયું હતું, પરન્તુ તેને પણ દૃઢતાથી દાબી દેવામાં આવ્યું હતું; અને તેણે આખા દેશમાં સૈનિકો પુરા પાડનાર પ્રદેશોમાં સૌથી વધારેમાં વધારે ફળદ્રુપ પ્રદેશ તરીકેની પોતાની કીર્તિને બીલકુલ કલંકિત કરી નથી. બટેવીઆ અને સિઆમને રસ્તે હિન્દુસ્થાનમાં હથીઆરો મોકલ વાને જર્મન દેખરેખ નીચે વારંવાર પ્રયત્નો કરવામાં આવતા હતા પરન્તુ ફક્ત હિન્દુસ્થાનનીજ નહિ પણ શાંગહાઇ, સીંગાપોર અને બેંગકોકની પોલિસની જાગૃતિને લીધે તે સર્વ નિષ્ફળ નીવ-ડયા હતા. આ તેમજ હિન્દિ સૈન્યને લગતી બીજી બાબતોમાં હું હંમેશાં સીંગાપોરના મુલ્કી લશ્કરી તેમજ નૌકા ખાતાના અધિ કારીઓ પર આધાર રાખી શકયો છું, અને તેમાં ખાસ કરીને અતિ સાહૃદયી સહકાર્ય તેમજ આપણા ખાતર અવિશ્રાંત જાગૃતિ રાખવા માટે ત્યાંના લશ્કરના વડા મેજર જનરલ ડી. એચ. રીડા-ઉટ સી. બી. સી. એમ. જી. પર આધાર રાખી શકયો છું, સીંગાપોરનો બળવો એ એક મોટો બનાવ હતો અને જો કે તે હિન્દુસ્થાનની બહાર બન્યો હતો છતાં તેની અસર અત્રે થઇ હતી. આ પ્રમાણે આ વર્ષ હિન્દુસ્થાનની અંદર તથા સરહદ

પર ચિંતામાં પસાર થયું હતું. એમ થવાનું ખાસ કારણ એ હતું કે સમુદ્ર પાર લશ્કરમાં ભરતીને માટે વારંવાર માગણીઓ થવાથી દેશની આંતરિક સલામતી જાળવવાને માટે યુદ્ધ પહેલાંના ધોરણ અનુસાર જોઇએ તે કરતાં લશ્કરનું પ્રમાણ એટલું બધું ઘટી ગયું હતું કે તેથી સ્થિતિ ભયભરેલી લાગતી હતી.

૧૯. ઇ. સ. ૧૯૧૫ ની વસંત ઋતુમાં ઇંગ્લાંડથી ટેરીટોરીઅલ સૈન્ય પૂરેપૂરૂં હિન્દુસ્થાનમાં આવી પહોંચ્યું, પરંતુ વચમાં ગ્રીષ્મ ઋતુ આવતાં તાલીમ આપવાનું કાર્ય બીજી જગ્યા કરતાં હિંદુસ્થાનમાં ઓછી પ્રગતિ કરે છે. આથી કરીને આ વર્ષના લગભગ અંતમાંજ તે સૈન્ય જેની તેણે જગ્યા લીધી હતી તેના અવેજી તરીકે ગણી શકવાને કોઇ પણ રીતે લાયક બન્યું હતું. પરંતુ તે સ્થિતિમાં સતત્ સુધારો થવાને લીધે કાંઇક આશ્વાસન મળતું હતું. દેશી સૈન્યમાં પણ નેપાલી પલટણો આવવાથી કિંમતી વધારો થયો હતો. આ પલટણોની સંખ્યા નવ માસ પછી વધીને દશ થઇ હતી, અને તે સઘળી નેપાળના દરબારે ઉદાર દિલે યુદ્ધના સમય સુધી નામદાર હિન્દિ સરકારની આજ્ઞાને આધીન કરી હતી. એમ છતાં પણ આ વખતે હિંદુસ્થાનમાંના સૈન્યના મુખ્ય આધાર તરીકે બ્રિટિશ અને હિન્દિ કેળવાયેલા સૈનિકોની એક નાની ટુકડી હતી. જો કે આ સૈનિકો સમુદ્રપાર તેમના મિત્રો જે કીર્તિ પેદા કરતા હતા તેમાં ભાગ લઈ શક્યા નહોતા, તો પણ તેમણે પોતાની ધર્મ પરાયણતા અને જાગૃતિથી હિન્દુસ્થાનની સરહદનું રક્ષણ કરીને સામાન્ય હેતુ પાર પાડવામાં જે ભાગ ભજવ્યો છે તે કોઈ પણ રીતે

ઓછી ખાહોશી ભરેલો કે ઓછી અગત્યતાનો નથી. અત્રે તેને પરિણામેજ ટેરીટોરીઅલ સૈનિક મંડલીઓને તાલીમ આપવાનું કાર્ય વિના અડચણે આગળ ચાલી શક્યું તેમજ હિન્દી સૈન્ય નહિ ધારેલી એવી હદ સુધી વધી શક્યું હતું. હું તે સૈનિક મંડળીઓનું નામ લઇને વર્ણન કરૂં તો તે માનને તેઓ તદન લાયક છે અને તેટલા માટેજ જે જે સૈનિક મંડળીઓ યુદ્ધ સમયે ઠેઠ સુધી હિન્દુસ્થાનમાંજ રાખવામાં આવી હતી તેમના નામની યાદી હું અત્રે સામેલ કરૂં છુંઃ—

બ્રિટિશઃ—

૨૧ મી (હિન્દુસ્થાનનાં નામદાર શહેનશાહ ખાનુની) ભાલાવાળી ટુકડી (Lancers) એમ. બેટરી. આર. એચ. એ.

૪ થી, ૩૮ મી, ૭૪ મી, ૭૯ મી, ૮૯ મી, ૯૦ મી, ૧૦૧ મી અને ૧૦૨ મી તોપખાનાવાળી ટુકડીઓ (Batteries) આર. એફ. એ.

નંબર ૧–૩–૪–૬–૮ અને ૯ બ્રિટિશ પહાડી તોપખાનાની ટુકડીઓ (British Mountain Batteries) આર. જી. એ.

નંબર ૫૧–૫૨–૬૦–૬૨–૬૪–૬૮–૭૩–૭૪–૭૫–૮૨ ૯૪ અને ૧૦૧ ટુકડીઓ આર. જી. એ.

૨ જી પલટણ, નામદાર મહારાજાની પોતાની લિવરપૂલ રેજીમેન્ટ (Liverpool Regiment)

૨ જી પલટણ, નામદાર પ્રિન્સ આલ્બર્ટની સોમસેટ લાઇટ ઇન્ફેન્ટ્રી.

૧ લી પલટણ. એલેક્ઝાન્ડ્રા. પ્રિન્સેસ ઑવ વેલ્સની પોતાની યોર્કશાયર રેજીમેન્ટ.

૧ લી પલટણ. નામદાર ડ્યુક ઑફ વેલિંગ્ટનની વેસ્ટ રાઇડીંગ રેજીમેન્ટ.

૧ લી પલટણ. રૉયલ સસેક્સ રેજીમેન્ટ ( Royal Sussex Regiment ).

૧ લી પલટણ. નામદાર પ્રિન્સ ઑફ વેલ્સના સ્વયંસેવકો ( South Lancashire Regiment ).

૨ જી પલટણ. નામદાર પ્રિન્સ ઑફ વેલ્સની પોતાની નોર્થ સ્ટેફોર્ડશાયર રેજીમેન્ટ.

૧ લી પલટણ. ડરહામ લાઇટ ઇન્ફેન્ટ્રી ( Durham Light Infantry ).

હિન્દીઃ—

૧ લી નામદાર ડ્યુક ઑફ યોર્કની પોતાની ભાલાવાળી ટુકડી ( Skinner's Horse ).

૮ મી ઘોડેસ્વાર ટુકડી.

૧૭ મી ઘોડેસ્વાર ટુકડી.

૩૧ મી નામદાર ડ્યુક ઑફ કોનોટની પોતાની ભાલાવાળી ટુકડી ( Lancers ).

૩૫ મી સીંધી ઘોડેસ્વાર ટુકડી ( Scinde Horse )

૩૭ મી ભાલાવાળી ટુકડી ( Lancers ) બલુચી હોર્સ ( Baluch Horse ).

૩૯ મી ખુદ નામદાર મહારાજા જ્યૉર્જની પોતાની સેન્ટ્રલ ઇંડિયા હોર્સ ટુકડી ( Central India Horse ).

૧ લી પલટણ. ૧૨ મી પાયોનીઅર્સની ટુકડી ( ધા ખીલાત-ઇ-ધીલજી રેજીમેન્ટ ).

૧ લી પલટણ. ૩૫ મી સીખ ટુકડી.

૧ લી પલટણ. ૮૬ મી કર્નાટકી ઇન્ફ્રન્ટ્રી.

૨ જી પલટણ. ખુદ નામદાર મહારાજા જ્યૉર્જની પોતાની ૧ લી ગુર્ખા રાઇફલ્સ ( 1st Gurkha Rifles ).

નંબર ૧૧ ની ટુકડી મહારાણી વિક્ટોરીઆની પોતાની ૨ જી સુરંગ ફોડનારાઓ તથા ખાણ ખોદનારાઓની ટુકડી.

૨૦. અત્યાર સુધીમાં પુરેપુરી ખાત્રી થઇ ગઇ હતી કે આ વિગ્રહ ઘણોજ લાંબો અને કંટાળા ભરેલો નીવડશે. અત્રે ભાર દઇને જણાવવાની જરૂર છે કે યુદ્ધ પહેલાં નામદાર શહેનશાહની સરકારની હિંદની બાબતમાં એવી નીતિ હતી કે તેણે ફક્ત પોતાની સરહદ આગળની ટેકરીઓની ચઢાઇને માટેજ સજ્જ રહેવું, પરંતુ યુદ્ધ જાગૃત થતાં આખી શહેનશાહતની સામાન્ય નીતિ યુરોપ અને ઉત્તર સમુદ્રમાં આપણી સ્થિતિ મજબુત કરવાનું સૂચવતી હતી અને તેથી હિંદુસ્થાનની સર્વ શક્તિ પણ આ સામાન્ય હેતુ પાર પાડવા તરફ વાળવામાં આવી હતી અને મદદનીશ યોજનાઓનો ખર્ચ ઘટાડીને અને તેટલો ઓછો કરવામાં

આવ્યો હતો. આ કારણને લીધેજ જ્યારે નામદાર શહેનશાહની સરકારે મેસોપોટેમીયામાં ચઢાઇએ ગયેલા લશ્કરને પ્રથમ મુકરર કરેલી હદ કરતાં ઘણુંજ વધારી દેવાનો નિશ્ચય કર્યો ત્યારે એક મોટી મુશ્કેલીનો સવાલ ઉપસ્થિત થયો અને તેને લીધે હિંદુસ્થાનમાં આર્થિક ઔદ્યોગિક યાંત્રિક અને સૈનિક સાધનોની ફરીથી વ્યવસ્થા કરવાની જરૂર પડી. વળી અત્રે એટલું યાદ રાખવું જોઇએ કે આ વખતે યુનાઇટેડ કીંગડમનાં સર્વ સાધનોની ફક્ત યુરોપમાંના બ્રિટિશ લશ્કરની માગણીને પહોંચી વળવાને માટે જરૂર હતી અને તેથી ઉપર પેરેગ્રાફ ૧૨ માં ગણાવેલા જુદાં જુદાં હિંદિ સૈન્યોને સાધનો પુરાં પાડનાર સ્થળ તરીકે મુખ્યત્વે કરીને હિંદુસ્થાન પરજ આધાર રાખવાનો હતો. વળી વિધ વિધ આબોહવાવાળી તેમજ બીજી જે સ્થિતિમાં આ સૈન્યો લડતાં હતાં તે બાબત એકલીજ અતિશય મુશ્કેલી ઉભી કરનાર હતી અને તેથી હિંદુસ્થાનનાં સાધનો પર વારંવાર સખ્ત બોજો પડતો હતો. ઇ. સ. ૧૯૧૫ ના જુલાઇ માસમાં રેલ્વે બૉર્ડે હિંદુસ્થાનનાં દારૂગોળો બનાવવાનાં સાધનોની પહેલવહેલી આવશ્યક વ્યવસ્થા કરી. તૈયાર થતા માલપર દેખરેખ રાખવાને તથા તેનો વધારો કરવાને માટે ખાસ નોકરો રાખ્યા. આ પ્રમાણે રેલ્વેના કારખાનાની શક્તિનો ઘણો ઉપયોગ કરવામાં આવ્યો હતો. તેમાં છરા ભરવાની કોથળીઓ ઘણા મોટા પ્રમાણમાં બનતી હતી, તેમજ બીજી ઘણી જાતનો પરચુરણ સામાન બનતો હતો કે જે તોપખાનાંથી તેમજ બીજા સરકારી કારખાનાંથી બનાવી શકાતો ન હતો.

---

## ૧૯૧૬.

૨૧. આ વર્ષે હિન્દુસ્થાનમાંના સૈન્યના સંબંધમાં કોઈ અગત્યનો વધારો થયો ન હતો. પરન્તુ મેસોપોટેમીઆના રણસંગ્રામનાં વિસ્તાર અને અગત્યતામાં દિનપ્રતિદિન વૃદ્ધિ થતી હતી, અને તેથી તેને પહોંચી વળવાના પ્રયત્નોને અગાઉ કરતાં મક્કમપણે બેવડા કરવાની જરૂર પડી હતી. ફ્રાન્સમાંના હિન્દિ સૈન્યમાંથી ઇ. સ. ૧૯૧૫ ના અંતમાં હિન્દિ સૈનિક ટુકડીઓ ( Indian army corps ) પાછી બોલાવી લેવાથી તેમાં ઘટાડો થયો હતો અને વળી તેમાંથી ઇ. સ. ૧૯૧૬ ના જુન માસમાં મીરત ઘોડેસ્વાર ટુકડી મેસોપોટેમીઆ મોકલી આપવાથી તે સૈન્યમાં વધારે ઘટાડો થયો; પરન્તુ ફ્રાન્સના મેદાનમાં બ્રિટિશ મનુષ્ય બળ જાળવી રાખવાને માટે નામદાર, શહેનશાહની સરકારની માગણીથી હિન્દુસ્થાને તે સંબંધીની બે વધારે જવાબદારીઓ માથે લીધી. પ્રથમ દર માસે તોપખાનાની ગાડીઓ હાંકવાને પસંદ થએલા મનુષ્યો પૂરા પાડવા અને બીજું સૈન્યની પાછળ રહી કામ કરે એવા મનુષ્યોની ટુકડી મોટી સંખ્યામાં ઉભી કરવી. એમાંથી પાછળ કહેલી મજુરોની ટુકડીઓ સ્થાનિક સરકારોએ અતિ ઝડપથી એકઠી કરી હતી, અને તેમાં અતિ ભિન્ન ભિન્ન જાતના, ભિન્ન ભિન્ન ધર્મના, ભિન્ન ભિન્ન ભાષા બોલનારા અને હિંદુસ્થાનના અતિ દૂર દૂરના પ્રદેશમાં વસતા, એવા એકંદરે ૨૮,૦૦૦ મનુષ્યો હતા. દાખલા તરીકે આસામની સરહદપર વસતા કુકી, મણીપુરી, ખાસીઝ અને ગારો, બરમાની ટેકરીઓપરના ચીન અને છોટાનાગપુરના સન્તાલી અને ભીલ લોકો

હતા. આ મનુષ્યોને તેમના રીતરિવાજ જાણનારા તથા તેમની ભાષા સમજનારા ખાસ અમલદારોના હાથ નીચે અતિ ઝડપથી એકત્ર કરવા માટે તે તે સ્થાનિક સરકારોને માન ઘટે છે. મેસોપોટેમીઆમાં સૈન્યની ભરતી કરવાને માટે ઇજીપ્તનાં હિન્દિ સૈન્યમાં ઘટાડો કરી ત્યાં માત્ર એક ઘોડેસ્વાર ટુકડી અને બે પાયદળ ટુકડીઓ રાખવામાં આવી; તેમજ ડાર્ડેનલ્સની ચઢાઈ ત્યજી દેવાથી તે ક્ષેત્રમાંની હિન્દી સૈનિક ટુકડીઓ પણ આ કામને માટે ફારેગ થઇ. પૂર્વ આફ્રિકામાં કાંઇ ખાસ વધારો થયો નહિ. પરન્તુ ઘટનું પ્રમાણ દિનપ્રતિદિન વધતું જતું હતું અને તેથી હંમેશાં ચિંતા રહેતી હતી.

૨૨. આ આખા વર્ષ દરમિઆન હિન્દુસ્થાનને માથે મુખ્ય જવાબદારી મેસોપોટેમીયાના મેદાન સંબંધીની હતી. વર્ષની શરૂઆતમાંજ ત્રીજી લાહોર અને સાતમી મીરત એ પ્રમાણે બે ટુકડીઓ બસરા પહોંચી હતી. પરંતુ તદુપરાંત સૈન્યની પૂરતી માટે હિન્દુસ્થાનમાંથી પાંચ પલટણોનું એક સૈન્ય મોકલવામાં આવ્યું હતું તેમજ ત્રણ પાયદળ સૈન્યની ટુકડીઓને યુરોપ અગર ઇજીપ્તથી તેમની જગા પૂરવાને સૈનિક ટુકડીઓ આવી પહોંચે તો તેજ વખતે અત્રેથી ઉપડી જાય એવી રીતે એકત્ર કરીને સજ્જ રાખવામાં આવી હતી. આજ સમયે ઇજીપ્તમાંથી ૧૩ મા બ્રિટિશ સૈન્ય વિભાગ ( Division ) ને મેસોપોટેમીઆ ઉપડી જવાનો યુદ્ધ કચેરી ( War office ) તરફથી હુકમ થયો હતો. પરન્તુ નામદાર હિન્દિ સરકારને સુવિદિત છે કે આ સૈન્યનો માત્ર અમુક ભાગજ કટએલ-અમરાહના બચાવના કાર્યમાં

ભાગ લેવાને વખતસર આવી પહોંચ્યો હતો. આ કાર્યમાં નિષ્ફળતા જવાથી માન ગુમાવવાનો પ્રસંગ આવ્યો ખરો પરન્તુ ધાર્યો કરતાં તે ઘણુંજ ઓછા પ્રમાણમાં હતો અને તેમ થવાનું કારણ માત્ર દુર્ગની અંદરના સૈન્યે દૃઢતાથી કરેલો બચાવ તથા તેમને મદદ કરવાને પ્રયત્ન કરનાર સૈન્યની બહાદુરી, આત્મભોગ અને સહનશીલતાજ હતું.

૨૩. કટ પડયા પછી વધારે વિચારપૂર્વક કાર્ય હાથ ધરતા પહેલાંની તૈયારી તરીકે સૈન્યની ફરીથી વ્યવસ્થા કરવાનું કામ થોડા વખત સુધી ચાલ્યું. સૈન્યની ફરીથી વ્યવસ્થા કરી બે સૈનિક ટુકડી ( Army Corps ) અને એક ઘોડેસ્વાર વિભાગ ( Cavalry Division ) એમ બે ભાગમાં વહેંચી નાંખવામાં આવ્યું, અને તેમાંના પાછળના વિભાગને મીરતની ઘોડેસ્વાર ટુકડીથી સંપૂર્ણ કરવામાં આવ્યો. આ સૈન્ય જુન માસના અંતમાં ફ્રાન્સ જવાને ઉપડયું. કટના વિગ્રહમાં ખુવાર થએલી ચૌદ હિન્દિ પલટણોની તાત્કાલિક ફરીથી રચના કરવામાં આવી. એમાંની ૭ પસંદગીથી મેસોપોટેમીઆમાં ઉભી કરવામાં આવી અને બાકીની હિન્દુસ્થાનમાં ઉભી કરવામાં આવી. વળી જે જે સૈનિકો યુદ્ધની શરૂઆતથી અત્યાર સુધી નોકરીપરજ ચાલુ રહ્યા હતા અને જેઓને આ બચાવના કાર્યમાં પુષ્કળ દુઃખ વેઠવું પડયું હતું તેમને હિંદુસ્થાનમાંથી નવું સૈન્ય મોકલી છૂટા કરવાને તાત્કાલિક પગલાં લેવામાં આવ્યાં હતાં. વળી તાર વ્યવહારના માર્ગમાં આવેલાં થાણાંઓના રક્ષણને માટે હિન્દુસ્થાનમાંથી ત્રણ પલટણો વધારે મોકલવામાં આવી હતી.

૨૪. વળી સૈન્યપર કાબુ રાખવાના તથા તેના કાર્ય વ્યવસાયની રીતમાં પણ ઘણો ફેરફાર થયો હતો. ફેબ્રુઆરી માસમાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે મેસોપોટેમીઆના કાર્ય વ્યાપાર પર સત્તા હિન્દુસ્થાનના મુખ્ય સેનાધિપતિ મારફતે યુદ્ધ કચેરી ( War office ) ચલાવે. આ યોજનાની મુખ્ય શરતો નીચે પ્રમાણે હતીઃ—

(૧) બીજાં સર્વ સ્થળોના સેનાધિપતિઓની માફકજ હિન્દુસ્થાનના સેનાધિપતિને યુદ્ધ કાર્ય સંબંધી સૂચનાઓ યુદ્ધ ખાતાના પ્રધાનની આજ્ઞા હેઠળ બાદશાહી સેના નાયક મંડળ ( Imperial General Staff )ના વડા અધિકારી તરફથી મળે.

૨. જે સૈન્યનો કાર્યભાર હિન્દુસ્થાનના મુખ્ય સેનાધિપતિના હાથમાં ચાલુ રહેશે તેના કેન્દ્રસ્થાન તરીકે હિન્દુસ્થાનજ રહેશે અને તે સૈન્યની જે કોઈ જરૂરીઆતો હિંદુસ્થાન પૂરી પાડી શકે તેમ નહિ હોય તેવી જરૂરીઆતો તે વખતે યુદ્ધ સંમિતિ ( War Committee ) એ નક્કી કરેલ સામાન્ય નીતિને અનુસરીને યુદ્ધ કચેરી ( War office ) મારફતે દુનીઆના બીજા ભાગમાંથી જૂદી પાડવામાં આવશે.

૩. મેસોપોટેમીઆમાં સૈન્યની જરૂરીઆત સંબંધીના વિષયમાં બાદશાહી સેના નાયક મંડળના વડા અધિકારી અને હિન્દુસ્થાનના મુખ્ય સેનાધિપતિ સીધો પત્રવ્યવહાર ચલાવશે પરન્તુ હિંન્દુસ્થાનની સૈનિક તેમજ આંતરિક શાંતિને લીધે અસર કરે અથવા ઇરાન દેશ કે અખાતની રાજદ્વારી સ્થિતિને અસર કરે

તેવા રાજ્યનીતિ અને ધોરણના વિષયોમાં મુખ્ય સેનાધિપતિ નામદાર વાઇસરોય સાથે મસલત ચલાવવાનું ચાલુ રાખશે.

જુલાઇ માસમાં આ સત્તા વધારીને સૈન્યના કાર્યભાર સુધીની આપવામાં આવી એટલે કે હિન્દુસ્થાન સામગ્રી પૂરી પાડવાને કેન્દ્રસ્થાન ચાલુ રહ્યું એટલુંજ નહિ પરન્તુ હિન્દુસ્થાનના મુખ્ય સેનાધિપતિ સૈન્યને જરૂર પૂરતા કામદારો, સામગ્રી તેમજ સાહિત્યો પૂરાં પાડવાને માટે નામદાર હિન્દિ સરકારને બદલે સૈન્ય સભા ((Army Council )ને જવાબદાર થયા.

૨૫. હિન્દ ક્ષેત્રમાંના ગૌણ મેદાનોના મુખ્ય બનાવમાં તે વખતની ઇરાનની સરકારની માગણીથી દક્ષિણ ઇરાનમાં પુનઃ શાન્તિ સ્થાપવાને અને જાળવી રાખવાને તેમજ સાઉથ પરસીઆ રાઈફલ્સ ( South Persia Rifles ) નામક એક સૈન્ય ઉભું કરવાને માટે એક મિશન મોકલવામાં આવ્યું હતું; તેમજ અફઘાનિસ્તાન અને હિન્દુસ્થાનની દિશામાં દુશ્મન દૂતોની હિલચાલ નાબુદ કરવાને માટે આખું વર્ષ પૂર્વ ઇરાનમાં રશીઅનોની સાથે સાથે એક નાનું સૈન્ય રાખવામાં આવ્યું હતું. જો કે તુર્કી સૈન્ય કિલ્લાની છેક નજીકમાંજ પડયું હતું તોપણ એડનમાં કોઈ અગત્યનો બનાવ બન્યો ન હોતો.

૨૬. આરબ લોકોનો બળવો અને કટનું પતન એ બંને બનાવોથી હિન્દુસ્થાનની સરહદપરની ટોળીઓમાં અશાંતિ ફેલાવાનો સંભવ હોવા છતાં, આ વર્ષે હિન્દુસ્થાનની વાયવ્ય કોણના પ્રદેશની સ્થિતિ આગલા વર્ષ કરતાં ઓછી ચિંતાજનક હતી. ચોથા સૈન્ય વિભાગ ( 4th Division ) ની એક નાની ટુકડીએ

બલુચિસ્તાનમાં ઉદ્ભવેલી અલ્પ અશાંતિને કાંઇ પણ મુશ્કેલી વિના દાબી દીધી, તેમજ ઓકટોબર માસમાં મોહમન્ડ પ્રદેશની ટોળીઓ સામે સખ્ત પ્રતિરોધ કરવાની જરૂર પડી હતી, કારણકે તેમની હઠીલી વર્તણુંક સતત્ ત્રાસનું કારણ હતી. સરહદ પર બીજે સર્વ સ્થળે શાંતિ હતી. જો કે બંગાળામાં અરાજકતાનો પુનરોદ્ભવ થયો હતો છતાં પણ દેશની આંતરિક સ્થિતિમાં એકંદરે સુધારો જણાતો હતો.

૨૭. આ વર્ષે ઇંગ્લાંડથી ૧૬ પલટણો દુર્ગ રક્ષણ માટે અત્રે આવવાથી હિન્દુસ્થાનમાના સૈન્યબળમાં કિંમતી વધારો થયો હતો કારણ કે આ સૈન્યના આવવાથી મેદાનના સૈન્યમાં આવશ્યક ઉમેરો કરવાને માટે ટેરીટોરીઅલ અને હિન્દિ પલટણો પુરતા પ્રમાણમાં છુટી થઈ એટલુંજ નહિ પણ તેથી સમુદ્રપારના બ્રિટિશ સૈનિકોમાં ભરતી કરવાનું કાર્ય અતિ સુગમ થયું. આ સમયે ટેરીટોરીઅલ પલટણોએ ઉત્તમ યોગ્યતા મેળવી હતી. અને જો કે તેમને હિન્દુસ્થાનની સરહદ પર કાર્યમાં રોકવાનો પ્રસંગ અત્યાર સુધી પ્રાપ્ત થયો નહતો તો પણ મેસોપોટેમીઆ મોકલેલી સાત પલટણોએ થોડા સમયમાંજ તેમની યોગ્યતા સાબીત કરી આપી હતી.

૨૮. સૈનિક પ્રયત્નોમાં આવશ્યક વધારો કરવાની બાબતમાં હિન્દુસ્થાનમાં ઘણી પ્રગતિ થઇ હતી. મેસોપોટેમીઆમાં સૈન્યની વૃદ્ધિ ઝડપથી થતી હતી. અને તે સાથે પૂર્ણ સામગ્રી વિનાના, અપૂર્ણ વ્યાવહારિક સાધનવાળા, તેમજ પ્રવેશ માટે યોગ્ય બંદર વિનાના આ રૂક્ષ દેશમાં આધુનિક સૈન્યને નિભાવવાની મુશ્કેલી ઓ ગંભીર બનતી જતી હતી. પરન્તુ અત્યાર સુધી યુદ્ધ સંબં-

ધના યાંત્રિક ઉદ્યોગો પર રેલ્વે બોર્ડનોજ કાબુ હતો અને તેથી તેની સર્વ શક્તિ આ સ્થિતિ સુધારવાને માટે એકત્ર કરવામાં આવી, અને પરિણામે આ વર્ષના અંત પહેલાં બસરાનું બંદર જે અત્યાર સુધી માત્ર એક અનભિવૃદ્ધિ નદી કિનારેજ હતું તે વધી એક સબળ કેન્દ્રસ્થાન થયું. બસરા અને નેસારીએહને મીટર માપની ( Metre gauge ) અને કુરના અને અમરાહને સાંકડા માપની ( Narrow gauge ) સડકથી જોડી દેવામાં આવ્યાં. તેમજ યુદ્ધના મોખરા નિ નજીકમાં ૨૪ માઈલની એક લાઇટ રેલ્વે ( Light Railwa ) સડક બાંધવામાં આવી. આ વર્ષે મેસોપોટેમીઆમાં મોટા પ્રમાણમાં મોકલવામાં અવેલા સર્વ મજાવાઓ તેમજ આગગાડીનો સઘળો સામાન અને કામદારો હિન્દુસ્થાન તરફથી પુરા પાડવામાં આવ્યાં હતાં.

૨૯. ઓકટોબર માસમાં સૈનિકો મેળવવાની આપણી વ્યવસ્થામાં મોટો વધારો કરવામાં આવ્યો હતો. હવેથી તે વ્યવસ્થાની રચના વર્ગને બદલે પ્રાંતક ધોરણે કરવા માંડી અને શરૂઆતથીજ તેનું પરિણામ ઘણું સારૂં આવ્યું. યુદ્ધનાં શરૂઆતનાં બે વર્ષ સુધી સૈનિકો મેળવવાનું કાર્ય યુદ્ધ પહેલાંના ધોરણ અનુસાર દેશના મુલકી શાસન વિભાગને બાજુ પર મૂકી દરેક વર્ગ માટે નીમેલા સૈનિક સંપાદક અધિકારીઓ ( Recruiting officers ) દ્વારા ચલાવવામાં આવતું હતું અને બીન લડાયક મનુષ્યો તેને લગતી શાખા અથવા ખાતા તરફથી મોકલવામાં આવતા હતા. એનું પરિણામ એ આવ્યું કે એક બીજા વચ્ચે સ્પર્ધા ચાલવા લાગી અને તેથી એકજ વર્ગના અને એકજ જાતના કામમાં રોકવામાં આવેલા જુદા જુદા મનુષ્યો સાથે જુદી

જુદી શરતો કરવામાં આવતી હતી. ઇ. સ. ૧૯૧૬ ના આકટો-બર માસમાં સઘળા પ્રકારની નોકરી માટે નવા મનુષ્યો મેળ-વવાની કુલ સત્તા એડજુટન્ટ જનરલ ( Adjutant General ) ને આપવામાં આવી, અને કોઇ પણ જાતનો વિલંબ કર્યા સિવાય સંપૂર્ણ ફેરફાર કરી નાખવામાં આવ્યા. હવે પછી સૈનિક મેળવવાનું સઘળું કાર્ય પૂર્ણ પ્રાંતિક ધોરણે કરવામાં આવતું હતું. દરેક પ્રાંતમાં સ્થાનિક સૈનિક સંપાદક કામદાર વર્ગ ( Recruiting staff ) નીમવામાં આવ્યો હતો અને લડાયક તેમજ બીન લડાયક મનુષ્યો મેળવવાના કાર્યને એક બીજા સાથે નિકટ સંબંધમાં લાવવામાં આવ્યું હતું આનું પરિણામ અલ્પ સમયમાંજ માલુમ પડયું. આ વર્ષની અંતમાં એકલા મેસોપોટેમીઆના રણક્ષેત્રમાં ગયેલા સૈન્યનું બળ વધીને ૧૨૦,૦૦૦ કરતાં વધારે મનુષ્યનું થયું હતું, તેમજ હિંદુસ્થાન માંહેના સૈન્યનું બળ પણ ૭૯,૦૦૦ બ્રિટિશ અને ૧૭૭,૫૦૦ હિંદી સૈનિકોનું થયું હતું. આ સમયે મેસોપોટેમી-આની કાયમની ઘટ દર માસે ૨,૩૦૦ મનુષ્યની હતી અને હિંદુસ્થાનની ઘટ ૩,૫૦૦ મનુષ્યની હતી અને તેથી એવી ગણત્રી કરવામાં આવી હતી કે સમુદ્ર પાર સૈન્ય મોકલવાની આપણી વિવિધ માગણીઓને પહોંચી વળવાને માટે સૈન્યમાં એકંદરે ૧૧,૭૫૦ લડાયક મનુષ્યો અને ૮,૨૫૦ અનુચરોનો વધારો થવાની જરૂર હતી. ઇ. સ. ૧૯૧૬ માં મજુરો મોટા પ્રમાણ મેળવવાની રીત ખાસ કરીને મેસોપોટેમીઆ ને ફ્રાન્સને ખાતરજ દાખલ કરવામાં આવી હતી, અને તે વધારીને હજુ સુધી સૈનિક કાર્ય માટે કદી પણ બહાર નહિ નીકળેલા એવા વર્ગના મનુષ્યો સુધી ફેલાવવામાં આવી હતી.

## ૧૯૧૭.

૩૦. ઇ. સ. ૧૯૧૭ ના વર્ષના મુખ્ય બનાવો પણ હજુ મેસોપોટેમીઆની ભૂમિ પરજ બનતા હતા. બીજા કોઇ સ્થળે હિંદમાંથી ગએલા સૈન્યના સંબંધમાં કાંઈ અગત્યનો વધારો થયો નહતો. ૨૧ મા પેરેગ્રાફમાં બતાવેલી ૫૪ મજુરોની ટુકડીઓ હિન્દુસ્થાનમાંથી મોકલવાને લીધે ફ્રાન્સમાંના હિન્દિ સૈન્યના બીન લડાયક બળમાં ૨૦૦ ટકા કરતાં ઉપરાંત વધારો થયો હતો. આ મનુષ્યો જો કે તદન અવિજ્ઞાત સૃષ્ટિમાં એકદમ રવાના કરીને અતિ પ્રખર હવામાનને લીધે સ્વાધીન કરવામાં આવ્યા હતા તો પણ તેઓએ અતિ કિંમતી સેવા બજાવી હતી અને વળી તેમાંની કેટલીક ટુકડીઓએ તો બીજે વર્ષે જર્મન ધસારા વખતે તોપોના મારાની વચમાં કામ કરી ખાસ નામના મેળવી હતી.

૩૧. આ વર્ષે ઇજીપ્તના સૈનિક બળમાં ચાર હિન્દિ પલટણોનો વધારો થયો હતો જેમાંની ત્રણ અત્રેથી ચુનંદા સૈનિકો મોકલીને ત્યાંજ ઉભી કરવામાં આવી હતી તેમજ વળી નામદાર શહેનશાહની સરકારની માગણીથી નવ ટેરીટોરીઅલ પલટણો ઇજીપ્ત મોકલવામાં આવી હતી. પૂર્વ આફ્રિકા તરફથી ત્યાં રોકવામાં આવેલા સૈનિકોના પ્રમાણમાં ભરતી કરવાને માટે ચુનંદા સૈનિકોની ભારે માગણીઓ ચાલુજ હતી. પરન્તુ આ આ વર્ષે ત્યાંના વિગ્રહનો ફતેહમંદ અંત લાવવા તરફ અતિ અગત્યની પ્રગતિ કરવામાં આવી હતી. છેલ્લાં ત્રણ વર્ષથી તે દેશમાં સતત્ સેવા બજાવતી ત્રણ સામ્રાજ્ય સેવક પલટણોને

( Imperial Service Battalions ) આરામ તથા સુધારા માટે હિન્દુસ્થાનમાંથી પાછી મેસાપોટેમીઆમાં આવી, અને આ વર્ષે જુનંદા સૈનિકો ઉપરાંત સાત નવા સૈનિક મંડળોમાં એક ઘોડેસ્વાર ટુકડી, એક પહાડી તોપોનુ તોપખાનું અને ત્રણ પલટણો મોકલવામાં આવ્યાં.

૩૨. બગદાદ કબજે કરીને મેસાપોટેમીઆમાંની જે કાર્યમાળા પરાકાષ્ઠાએ પહોંચી હતી તે વડે ત્યાંની સૈનિક સ્થિતિમાં સંપૂર્ણ પરિવર્તન થયું હતું તેમજ તેથી અતિ અગત્યનું રાજકીય પરિણામ ઉત્પન્ન થયું હતું. આ અતિ અગત્યનો વિજય મેળવવામાં હિન્દુસ્થાને પોતાના ફાળા તરીકે ત્યાં રોકાયલા આખા સૈન્યના ત્રણ ચતુર્થાંશ કરતાં વધારે મનુષ્યો, નદીમાં ફરતાં જહાજોનાં ત્રણ ચતુર્થાંશ કરતાં વધારે જહાજો તેમજ આગગાડીનાં સર્વ સાધનો અને સર્વ સામગ્રી પૂરાં પાડયાં હતાં જેના વિના આ કાર્ય અસંભવિત હતું બગદાદ કબજે કર્યું તે તારીખે સૈન્યમાં જે ૮૬ પલટણો હતી તેમાંની ૭૩ અને ૪૩ ઘોડેસ્વાર ટુકડીઓમાંની ૨ સિવાય બધી હિન્દુસ્થાને પૂરી પાડી હતી.

૩૩. આ વર્ષના અંત પહેલાં એક વધારે અગત્યનો ફાળો આપવામાં આવ્યો હતો. રશીઆમાં ભિન્નતા થવાથી રશીઅન સૈન્યની લડાયક યોગ્યતા શિથિલ થઇ હતી, અને તે દિશામાંથી સહકાર્ય મળવાના અભાવે મેસોપોટેમીઆમાં ગએલા સૈન્યમાં સંગીન સુધારો કરવાને માટે [illegible] સૈન્ય મોકલવાની જરૂર ઉભી થઇ હતી. એટલા માટે બે [illegible] પાયદળ ટુકડીઓ અને એક ઘોડેસ્વાર ટુકડી તૈયાર કરવાને પગલાં લેવામાં આવ્યાં. આ

ટુકડીઓ તૈયાર કરવામાં કેટલીક કારીગર સૈનિક મંડળીઓ ઇંગ્લાંડથી અથવા સૈન્યમાંજ ફરીથી વહેંચણ કરવાથી મળી હતી; પરન્તુ સઘળું પાયદળ અને ઘોડેસ્વાર સૈન્ય તેમજ મેદાની તોપોની બે ટુકડીઓ માટે કામદારો અને ઘોડાઓ હિન્દુસ્થાન તરફથી પુરાં પાડવામાં આવ્યાં હતાં. એ ઉપરાંત એક ઘોડેસ્વાર ટુકડી અને દશ પાયદળ પલટણો અવિભક્ત સૈનિક મંડળો તરીકે મેસોપોટેમીઆ મોકલવામાં આવી હતી. વર્ષને અંતમાં આ સૈન્યની અંતીમ સીમા આવીને તેનું સૈનિક બળ અનુચરો સહિત ૪૨૦,૦૦૦ ઉપરાંત મનુષ્યોનું થયું હતું.

૩૮. હિન્દુસ્થાનની વાયવ્ય કોણની સરહદ સિવાયનાં બીજાં ગૌણ મેદાનોમાં અગત્યના બનાવો બન્યા નહતા. આખા વર્ષ સુધી પૂર પ્રવૃત્તિ સાથે એડનનો બચાવ કરવામાં આવ્યો હતો, તેમજ દક્ષિણ અને પૂર્વ ઇરાનમાં લુંટારૂ, ધાડપાડુ અને બંદુકીઆઓની ટોળીઓ સામે કેટલાક નાના વિગ્રહોમાં ઉતરવું પડ્યું હતું. માર્ચ માસમાં બુશાયર આગળનું સૈન્ય જે અત્યાર સુધી મેસોપોટેમીઅન સૈન્યના વિભાગ તરીકે ગણાતું હતું તે નામદાર શહેનશાહની સરકારના હુકમથી નામદાર હિન્દ સરકારની સીધી સત્તા નીચે આવ્યું. માર્ચની ઓગસ્ટ માસ સુધી હિન્દુસ્થાનની વાયવ્યકોણ પર વઝીરીસ્તાનના મહસુદ લોકોની સામે અતિ અગત્યના અને વિજયી વિગ્રહોમાં ઉતરવું પડ્યું હતું આ વિગ્રહોનું વર્ણન મારા તા. ૨૦ મી ડિસેમ્બર ૧૯૧૭ ના પત્રમાં જુદું આપવામાં આવ્યું છે. આ વિગ્રહોમાં ૨ જા તથા ૧૬ મા સૈન્ય વિભાગનો ( 2nd and 16th Divisions ) અમુક ભાગ તેમજ દેરાજાત અને

બન્નુ ટુકડીઓનું સૈન્ય રોકવામાં આવ્યું હતું. જુલાઇ માસમાં મોહમેન્ડ સાથે સલાહની શરતો થઇ અને તેથી ઘેરો ઉઠાવી લેવામાં આવ્યો. સરહદ પર બીજી સર્વ જગાનાં કાર્યો માત્ર પરહદમાંથી આવતી ધાડો સામે થવાને લગતાંજ હતાં. આખા વર્ષમાં દેશની આંતરિક સ્થિતિ તદન શાંત હતી.

૩૫. આ દરમિઆનમાં લશ્કર વધારીને તેને ઝડપથી તાલીમ આપવાની સગવડો પૂરી પાડવાની દિશામાં અગત્યનાં પગલાં ભરવામાં આવ્યાં હતાં. આ વર્ષે ઇંગ્લાંડથી ૫ પલટણો મળી હતી અને કારીગર અને કાર્યવાહી ટુકડીઓ ઉપરાંત ૫૫ નવી પલટણો હિન્દુસ્થાનમાં ઉભી કરવામાં આવી હતી. આ વર્ષની વસંત ઋતુમાં ૧૬૯,૦૦૦ યાંત્રિક બંદુકો ( Rifles ) મળવાથી નવા સૈન્યને કેળવવાના કાર્યમાં પુષ્કળ સવડ થઇ. આ વર્ષના બીજા નોંધવા યોગ્ય બનાવો નીચે પ્રમાણે હતાઃ—

તાલીમ પામેલા તેમજ તાલીમ નહિ પામેલા એવા મજૂર વગેરે દાખલ કરવાનું કાર્ય વધતા જતા પ્રમાણમાં અને ફતેહમંદ રીતે આગળ ચાલ્યું. હિન્દુસ્થાનની અંદર દુર્ગ રક્ષણ માટે વધારાના સિપાઇઓની ટુકડીઓ દાખલ કરવામાં આવી. હિન્દિ સૈન્યના હાલતુ અમલદારોની સંખ્યા ઝડપથી વધારવામાં આવી. સૈન્યના અનુચરોનાં મથક સ્થાપવામાં આવ્યાં, તેમજ વૈજ્ઞાનિક તાલીમને માટે નિશાળો સ્થાપવામાં આવી જેવી કે રેલ્વે તાર માસ્તરોને (Signallers) માટે, જલસંચારી એન્જીન ચલાવનારાઓને માટે, દારૂગોળો તથા સિપાઇઓ વગેરેને લાવવા લઇ જવાનાં યાંત્રિક વાહનો ચલાવનારાઓને માટે, બરફ બનાવનારા-

ઓને માટે, કલાર્કોને માટે વગેરે વગેરે.

૩૬. આગલાં વર્ષોના અનુભવને લઇને આપણાં મુલકી સાધનોની યુદ્ધને માટે કરવામાં આવેલી યોજનામાં પણ કેટલાક અગત્યનો વધારો કરવામાં આવ્યો. આ વર્ષની શરૂઆતમાંજ હિન્દ રક્ષક સૈન્ય ( India Defence Force ) અસ્તિત્વમાં આવ્યું, અને તેના અતિ વિસ્તીર્ણ બંધારણને લીધે તે સૈન્ય જે જે કાર્ય અત્યારસુધી સ્વયંસેવક સૈન્ય ( Volunteer Force ) કેટલેક અંશે બનાવતું હતુ તે તે કાર્ય ઉપાડી લેવાને તેમજ તેનો વિકાસ કરવાને શક્તિમાન થયું, તેમજ ખાસ કરીને સમુદ્ર પાર સેવા બજાવવાને નિયમિત કવાયતી સૈન્યને મુક્ત કરવાના હેતુથી હિંદુસ્થાનની અંદર દુર્ગ રક્ષણનું કાર્ય માથે લઇને આ સૈન્યે યુદ્ધકાર્યમાં અતિ અગત્યનો ફાળો આપ્યો હતો. માર્ચ માસમાં રેલ્વે બોર્ડ અને વેપાર ઉદ્યોગ ખાતા પાસેથી યુદ્ધના અંગનું કામ લઇ લઇને નામદાર હિન્દિ સરકારના હંગામી ખાતા તરીકે દારૂગોળા વ્યવસ્થાપક મંડળ ( Munitions Board ) સ્થાપવામાં આવ્યું. આ મંડળનાં મુખ્ય કામ નીચે પ્રમાણે હતાંઃ–

હિંદુસ્થાનમાં નહિ બનતી કે નહિ ઉત્પન્ન થતી વસ્તુઓની માગણીને પહોંચી વળવાની યોગ્ય વ્યવસ્થા કરવી. હિંદુસ્થાનમાં યાંત્રિક સાધનોને યુદ્ધના ઉપયોગમાં લેવાં, ઔદ્યોગિક સમાચાર એકઠા કરવા તથા તેને ફેલાવવા તેમજ માલને માટે મળેલી સરકારી યાદીઓ અને અગાઉથી મળેલી અરજીઓનો નિકાલ કરવો, હિન્દુસ્થાનનાં મુખ્ય મુખ્ય પ્રાંતિક સ્થળોએ દારૂગોળા નિયામક અધિકારીઓ ( Controllers of Munitions ) નીમ-

વામાં આવ્યા હતા. તેમજ મુખ્ય મુખ્ય દેશી રાજ્યોમાં પણ આવી શાખાઓ ખોલવાને પગલાં ભરવામાં આવ્યાં હતાં. વળી આ વર્ષના વિકાસના બીજા અગત્યના કાર્ય તરીકે ઇલાકાના મુખ્ય શહેરમાં એક એક સૈનિક સંપાધક મુખ્ય સભા (Central Recruiting Board) સ્થાપવામાં આવી હતી. આ સભા સંયુક્ત મુલકી અને સૈનિક યોજના હતી, અને તેનું મુખ્ય કામ દરેક ઇલાકા અને શાસન વિભાગ (Administration) માં તેજ સમયે સ્થપાયેલી પ્રાંતિક સભાઓની નિયંત્રણા અને દેખરેખ રાખવાનું હતું. આ સભાએ જુદા જુદા પ્રાંતોને તેમની લડાયક પ્રજા અને લશ્કરની જરૂરીઆતના ધોરણે તેમણે દર માસે તથા દર વર્ષે જરૂરી સૈન્યનો આપવાનો ફાળો નક્કી કરી આપ્યો. આ યોજના દરેક પ્રાન્તમાં દરેક મુલકી જિલ્લા સુધી લંબાવવામાં આવી હતી. કેમકે તેથી હિન્દુસ્થાનના દરેક ભાગમાં સૈનિક સંપાદન અને ઉપયોગના પ્રમાણુ પર સતત્ દેખરેખ રાખી શકાય.

## ૧૯૧૮.

૩૭. યુદ્ધના આ અંતીમ વર્ષના બનાવોમાં હિન્દુસ્થાન પર તેમની થએલી અસરની દૃષ્ટિએ ફ્રાન્સમાંનો જર્મન હલ્લો અને તુર્કસ્તાન અને જર્મનીનો કાસ્પીઅન સમુદ્રને રસ્તે પૂર્વ તરફ આગળ વધવાનો પ્રયત્ન એ બે મુખ્ય હતા. સ્પષ્ટ રીતે કહીએ તો તેમની અસર બેવડી થઇ હતી. પ્રથમ તો રશિઆમાં ભિન્નતા થવાથી પૂર્વ તરફની આ હિલચાલથી વિગ્રહ હિન્દુસ્થાનની સરહદ તરફ ફેલાશે અને તેથી કદાચ અફઘાનિસ્તાન સાથેની ગુંચવણુ ઉભી થશે એવું ભાવી નજરે પડતું હતું. આ બાસ્તીને લીધે

આપણી સૈનિક સ્થિતિનું બારીક અવલોકન કરવાની અને આપણાં સાધનોની કાળજીપૂર્વક નોંધ લેવાની જરૂર જણાઈ તેથી આપણે આપણી સરહદથી બની શકે તેટલે દૂર આ ધાસ્તીની સામે થવાને શક્તિમાન થઇએ. બીજું આથી અત્યાર અગાઉ ધારવામાં આવેલું તે કરતાં વિશેષ પ્રમાણમાં અને વિશેષ સંખ્યામાં મનુષ્યોની જરૂર પડી કારણ કે ફક્ત હિંદુસ્થાનમાં અને સમુદ્ર પારજ સૈન્ય વધારવાની જરૂર હતી એટલુંજ નહિ પરન્તુ પશ્ચિમની સરહદ પર બ્રિટિશ સૈનિક બળ એકત્રિત કરવાની અત્યંત આવશ્યક્તા હોવાથી જયાં જયાં બ્રિટિશ સૈનિક ફાજલ પાડી શકાય તેમ હોય ત્યાં ત્યાં તેની જગાએ હિન્દિ સૈનિક મૂકવાની ફરજ હિન્દુસ્થાન પર પડી. પરિણામે હિન્દિ સૈનિક ટુકડીઓ અને રચનામાં મોટા ફેરફાર કરવામાં આવ્યો અને જેમ જેમ બીજા બનાવો બનતા ગયા તેમ તેમ કાર્યક્ષેત્ર મેસોપોટેમીઆને બદલે પેલેસ્ટાઇન રાખવામાં આવ્યું.

૩૮. બ્રિટિશ સૈનિક બળ બચાવી રાખવાની સામાન્ય યુક્તિના એક અંગ તરીકે ફ્રાન્સમાંની બે હિન્દિ ઘોડેસ્વાર ટુકડીઓને તોડી નાખીને આ વર્ષની શરૂઆતમાં ઇજીપ્ત મોકલવામાં આવી હતી. વળી મજુરોની ટુકડીઓનો મોટો ભાગ તેમની સાથેના કરારની મુદત પુરી થવાથી ફ્રાન્સ છોડી ચાલ્યો ગયો હતો અને તેથી યુદ્ધ વિરામના કરાર પર સહી કરતી વખતે ફ્રાન્સમાં હિન્દિ સૈન્ય ઘટી જઈને તેમાં આશરે ૧૨૫૦૦ લડાયક મનુષ્યો (જેનો મુખ્ય ભાગ તોપખાનાંની ગાડીઓ હાંકનારાઓનો હતો.) અને ૬૫૦૦ અનુચરો હતા. પરન્તુ યુદ્ધ દરમિયાન શરૂ-

આતમાં ૪૨૪૩૦ બ્રિટિશ સૈનિકો બારોબાર ઇંગ્લાંડ મોકલવામાં આવ્યાં હતાં તે બાદ જતાં બ્રિટિશ તેમજ હિન્દિ દરેક દરજ્જાના અને દરેક પ્રકારના મનુષ્યોની જે ૧૫૧૪૩૦ સંખ્યા ફ્રાન્સમાં મોકલવામાં આવી હતી તેનો આ આંકડા માત્ર અલ્પાંશજ દર્શાવે છે.

૩૯: આ વર્ષના પ્રથમ અર્ધ ભાગમાં બેલ્જીમમાં ગયેલા સૈન્યમાં ફ્રાન્સમાંથી જે ૧૧ હિન્દિ ઘોડેસ્વાર ટુકડીઓ મળી હતી ( એમાં સામ્રાજ્ય સેવક જોધપુરી ભાલાવાળી ટુકડીઓ હતી ) તે ઉપરાંત મેસોપોટેમીઆમાંથી ૭ મી મીરત અને ૩ જી લાહોર ટુકડીઓ આવવાથી વધારો થયો હતો. આ બે સંપૂર્ણ સૈન્ય વિભાગ ઉપરાંત હિન્દુસ્થાનમાંથી ૨૨ પલટણો મોકલવામાં આવી હતી. આ ટુકડીઓમાં ૨ સામ્રાજ્ય સેવક ટુકડીઓ હતી, આ તેમજ સૈન્યમાં જે ૧૧ હિન્દિ પલટણો હતી તે અને બીજી ૬ જેને મેસોપોટેમીઆમાં ઉભી કરી બારોબાર બેલ્જીમ મોકલવામાં આવી હતી તે સર્વને ૧૦ મી, ૫૩ મી, ૬૦ મી અને ૭૫ મી બ્રિટિશ ટુકડીઓને હિન્દિ ખાતામાં ફેરવી નાખવાના ઉપયોગમાં લેવામાં આવી હતી. વળી હિન્દુસ્થાનમાંથી કેટલીક તાબામાં કામ કરનારી ટુકડીઓ મોકલવામાં આવી હતી. આ ટુકડીઓમાં ૪ પહાડી તોપખાનાની ટુકડીઓનો સમાવેશ થતો હતો. એ ઉપરાંત ખાણ ખોદનારા તથા સુરંગ ફોડનારા વગેરે રણક્ષેત્રમાં કામ કરનારાઓની નવી ટુકડીઓ તેજ સ્થળે અસ્તિત્વ ધરાવતી બીજી ટુકડીઓમાંથી ઉભી કરવામાં આવી હતી. આ પ્રમાણે જે જે કામદારો પાછા ખેંચી લેવામાં આવ્યા હતા તેમની જગાએ હિ-

ન્દુસ્થાનમાંથી પસંદ કરેલાં મનુષ્યો મૂકવામાં આવ્યાં હતાં. કાર્યવાહિની ટુકડીઓમાં પણ ઓચિંતી ભરતી થઇ હતી, અને તે ખાસ કરીને તબીબી કામદારો અને સાહિત્યમાં થઇ હતી. યુદ્ધવિરામના કરાર પર સહી થઇ તે વખતે સૈન્યમાંના હિન્દિ લશ્કરમાં સુમારે ૧૦૩૦૦૦ લડાયક મનુષ્યો અને ૧૫૦૦૦ અનુચરો હતા, અને તેમાંના ઘણાખરા યુવાન અને બીન અનુભવી હતા. યુદ્ધની પુર્ણાહુતિ વખતે આ સૈનિકોએ જે પરાક્રમો કર્યાં છે તેની નામદાર હિન્દ સરકારને ફરીથી યાદ દેવડાવવાની હું જરૂર જોતો નથી. આ કાર્યો સંબંધી જનરલ સર એડમન્ડ એલેન્બીએ લખેલા પત્રમાં તેમની સંપુર્ણ નોંધ લેવામાં આવી છે અને નામદાર શહેનશાહ તરફથી કદર કર્યાના ઉત્તેજક સમાચારથી તેનો બદલો પણ મળ્યો છે.

૪૦. આ વર્ષે મેસોપોટેમીઆ પર તુર્કી હુમલો થવાનો સંભવ ઓછો થયો હતો; પરન્તુ તેજ વખતે ઇ. સ. ૧૯૧૭ ના ડીસેમ્બર માસમાં બળવાખોર રૂશિઆ અને અગ્રગણ્ય રાજ્યો વચ્ચે યુદ્ધ વિરામના કરાર થવાથી મેસોપોટેમીઆમાં ચઢાઇએ ગએલા સૈન્ય પર એક વધારે જવાબદારી આવી પડી હતી. થોડા સમય ઉપરજ રૂશિઆમાં વિભિન્નતા થવાને લીધે કાસ્પીઅન સમુદ્ર તરફના જર્મન આક્રમણના માર્ગમાંથી મહાન અંતરાય દૂર થયો હતો, તેમજ વળી આ યુદ્ધ વિરામના કરાર થવાથી અને તેને પરિણામે રૂશીઅન સૈન્યનો અંતીમ અવશેષ પણ પાછો ખેંચી લેવાથી, જો તેને માટે તરત પગલાં લેવામાં આવ્યાં ન હોત, તો માત્ર ઇરાનનોજ નહિ, પરન્તુ ઇરાન અને ટ્રાન્સ–કા-

સ્પીઆને રસ્તે થઇ અફઘાનિસ્તાન અને હિન્દુસ્થાન સુધીનો માર્ગ ખુલ્લો થઇ જાત. કાસ્પીઅન પ્રદેશમાં આપણું સૈન્ય નિભાવવાને માટે ઇરાનના વાયવ્ય ખૂણામાં રસ્તાઓ બાંધવાની અને યાંત્રિક વાહનો ઘણા મોટા પ્રમાણમાં પૂરાં પાડવાની જરૂર ઉભી થઇ. અને તેથી યાંત્રિક વાહનો હાંકનારાઓના અને રસ્તા તૈયાર કરવાને કામદારો અને સાહિત્યોની હિન્દુસ્થાન પાસે માગણી કરવામાં આવી. વળી ખાનીકીમ સુધી રેલ્વે લાઈન વધારવાથી પણ હિન્દુસ્થાનમાં રેલ્વે સાહિત્યોનાં સાધનો પર સખ્ત દરોડો પડયો હતો.

૪૧. આ વર્ષે મેસોપોટેમીઆના સૈન્યમાં સેવા બજાવતી ૬૦ પલટણોમાંની દરેકમાંથી એકેક ટુકડી ખેંચી લઈ ૧૫ નવી પલટણો ઉભી કરવામાં આવી હતી. અને જુની પલટણોમાં હિન્દુસ્થાનમાંથી પસંદ કરેલા યુવાન સૈનિકો વડે પૂર્તિ કરવામાં આવી હતી. આ નવી પલટણોમાંથી ૬ ઇજીપ્ત અને બાકીની હિન્દુસ્થાન મોકલવામાં આવી. આજ પ્રમાણે ખાણ ખોદનારાઓની અને સુરંગ ફોડનારાઓની પણ ૩ ટુકડીઓ ઉભી કરવામાં આવી હતી; અને ૨ બ્રિટિશ પહાડી તોપખાનાની ટુકડીઓને સંપૂર્ણ હિન્દિ ધોરણ પર ફેરવી નાખવાને માટે તેના કામદારો હિન્દુસ્થાનમાંથી મોકલવામાં આવ્યા હતા. યુદ્ધના અંત સમયે મેસોપોટેમીઆમાં હિન્દિ કામદારોની સંખ્યા આશરે ૧૧૩૦૦૦ લડાયક મનુષ્યો અને ૧૮૩૦૦૦ અનુગામી પરૂષોની હતી અને તેમાં હેલકારા અને મજૂરોની ૨૬ ટુકડીઓ તેમજ રેલ્વેપર અને દેશની અંદર જળવાહનોમાં કામ કરનારાઓની મોટી સંખ્યાનો સમાવેશ થતો હતો.

૪૨. ફ્રાન્સમાં સેવા કરવાને માટે બ્રિટિશ સૈન્યને મુક્ત કરવાના બીજા પગલા તરીકે ૧૨ હિન્દિ પલટણોને મેસોપોટેમીઆથી સાલોનિકા મોકલવામાં આવી હતી. આ પલટણો સપ્ટેંબર અને ઓકટોબર માસમાં બસરાથી ઉપડી અને તે સાલોનિકા આવી પહોંચતાં તેમને ૨૨, ૨૭ અને ૨૮ મી બ્રિટિશ ટુકડીઓમાં સામેલ કરવામાં આવી. આ પલટણોમાંની કેટલીકને પાછળથી કૉકેસસ અને કાળા સમુદ્રના કિનારા પર ઉપયોગમાં લેવામાં આવી હતી. આ ટુકડીઓને મેસોપોટેમીઆ મોકલી તેમની જગા હિન્દુસ્થાનમાં નવી ઉભી કરેલી ૧૨ પલટણોને આપવાની હતી, પરંતુ તુર્કસ્તાન સાથે યુદ્ધ વિરામના કરાર પર સહી થઇ તે વખતે તેમાંની માત્ર ૨ પલટણોજ હિન્દુસ્થાન છોડી ગઇ હતી. યુદ્ધના અંતકાળમાં હિન્દુસ્થાનની ખેતીવાડી કામના મજુરોની ૨ ટુકડીઓ અને ૪ હિન્દિ મુખ્ય દવાખાનાના કામદારો સાલોનિકા મોકલવામાં આવ્યાં હતાં. જર્મની સાથે યુદ્ધ વિરામના કરાર પર સહી થઇ તે વખતે તે ક્ષેત્રમાં હિન્દિ સૈન્યમાં આશરે ૧૫૦૦૦ લડાયક મનુષ્યો અને ૩૦૦૦ અનુગામી પુરૂષો હતા.

૪૩. આ વર્ષના આરંભમાં પૂર્વ આફ્રિકાની સ્થિતિ એવી હતી કે જનરલ વેન્ડેવેન્ટર પોતાના સૈન્યના મોટા ભાગને મુક્ત કરવાને શક્તિમાન થયો હતો, અને યુદ્ધ વિરામના કરાર પર સહી થઇ ત્યારે દરેક દરજ્જાના મળી એકંદરે ૪૫૦૦ માણસો (જેમાં ઘણા રેલ્વે કામદારો હતા) સિવાય સઘળું હિન્દિ સૈન્ય હિન્દુસ્થાનમાં પાછું બોલાવી લેવામાં આવ્યું હતું. વિગ્રહ અતિ લાંબો અને દુઃખકર નીવડયો હતો અને તેના આરંભથી અંત

સુધીમાં શત્રુની ગોળીઓ કરતાં રોગનો ભોગ વધારે મનુષ્યો થયાં હતાં. જો કે હિન્દ સૈન્યબળ કદી ૧૫૦૦૦ ની સંખ્યા સુધી પહોંચ્યું નહતું અને લડતાં મરણ પામેલાઓની સંખ્યા એકંદરે ઘણી ઓછી હતી, તોપણ વિગ્રહના વખત દરમિઆન આ સંખ્યાના ત્રણ ગણા કરતાં વધારે મનુષ્યો હિન્દુસ્થાનમાંથી મોકલવામાં આવ્યાં હતાં.

૪૪. યુદ્ધ શાંત થયું તે વખતે એડન પાસેની સ્થિતિમાં કાંઇ ફેરફાર થયો ન હતો. પહેલેથી રોકવામાં આવેલાં સૈન્યમાં કાંઇ પણ વધારો કે ઘટાડો થયો ન હતો. પરન્તુ રાતા સમુદ્રના કંઠ પ્રદેશો પાસે યુદ્ધવિરામની શરતો કબુલ કરાવવાને માટે ઇજીપ્તથી એક વધારાની પલટણ લેવામાં આવી હતી, અને તેથી આ સૈન્ય બળ આશરે ૭,૫૦૦ લડાયક મનુષ્યોનું થયું હતું. એ તો અનિવાર્યજ હતું કે આબોહવા અને ભૂપ્રદેશની દુઃસહ સ્થિતિમાં ચલાવવામાં આવેલા આવા નિરૂદ્યમી વિગ્રહને લીધે તેમાં રોકાયલા સૈન્યને સખ્ત મુશ્કેલીઓ વેઠવી પડે, છતાં પણ આ મુશ્કેલીઓ આનંદથી સહન કરવામાં આવી હતી, અને તેથી સૈન્યની યોગ્યતા કે ઉત્સાહનો નાશ થયો ન હતો.

૪૫. બુશીર હિન્ટરલેન્ડના ખાન લોકોએ સતત દુશ્મનાવટ જણાવવાથી તેમજ વળી શિરાઝમાં સર. પી. સાઇકસના મિશન પર કાશગાઇ લોકોએ વિના કારણ હુમલો કરવાથી તે ક્ષેત્રમાં મક્કમપણે વિગ્રહ ચલાવવાની આવશ્યકતા ઉપસ્થિત થઇ હતી. જે સમયે બીજાં ક્ષેત્રોમાં સૈન્ય અત્યંત જરૂર હતી તેવે વખતે

આ વધારાની ફરજથી મોટી ગુંચવણ ઉભી થઇ. કેમકે તેને માટે લડાયક મનુષ્યો અને અનુગામી પુરૂષો મળીને આશરે ૨૦,૦૦૦ કરતાં વધારે મનુષ્યો જોઇએ તેમજ ૫૦ માઇલની એક લાઈટ રેલ્વે સડક બાંધવી પડે. યુદ્ધવિરામના કરાર પર સહી થઇ ત્યારે આ વિગ્રહ ચાલુજ હતો, અને તે ભવિષ્યમાં એક જુદા પત્રનો વિષય થશે.

૪૬. રૂશીઅનો પાછા જતા રહેવાથી અફઘાનિસ્તાન અને હિન્દુસ્થાનની દિશામાં દુશ્મન જાસુસોની પ્રવૃત્તિ નાબુદ કરવાને માટે પૂર્વ ઇરાનમાંની સઘળી રચના ફેરવી નાંખવાની જરૂર પડી અને તેથી ક્ષેત્ર મર્યાદા ઉત્તરમાં મશદ કે જ્યાં આગળ અત્યાર અગાઉ મેજર જનરલ ડબલ્યુ એલીસન સી. બી. સી. આઇ. ઇ. ના હાથ નીચે એક લશ્કરી મિશન ( Military Mission ) સ્થાપવામાં આવ્યું હતું, ત્યાંસુધી વધારવામાં આવી. પાછળથી ઇરાનના ઇશાન કોણમાં તુર્કસ્તાનના સોવીએટ સૈન્યની ખટપટ અટકાવવાના હેતુથી તે સૈન્યનું ક્ષેત્રસૈન્ય ( Field Force ) તરીકે નવીન બંધારણ કરી તેની મર્યાદા અસ્કાબાદ આગળની ટ્રાન્સ-કોકેસીઅન રેલ્વે સુધી વધારવામાં આવી હતી, જ્યાં આગળ ક્રેસ્નોવૉડ્સ્ક ખાતે રાખવામાં આવેલી મેસોપોટેમીઅન ચઢાઇએ ગએલા સૈન્યની ( Mesopotamian Expeditionary Force. ) એક ટુકડી સાથે સંયોગ થયો હતો. પૂર્વ ઇરાનના ક્ષેત્ર માટે હિન્દુસ્થાનમાંથી મોકલેલા સૈન્યની સંખ્યા ૪,૦૦૦ લડાયક મનુષ્યોની હતી અને તેમાં ૬ ઘોડેસ્વાર ટુકડીઓ અને ૩ા પાયદળ પલટણોનો સમાવેશ થતો હતો. આ વિગ્રહ હજુ

પણ ચાલુજ છે. અને તેનું વર્ણન ગૌણ વિગ્રહ સંબંધીના મારા બીજા પત્રમાં કરવામાં આવશે.

૪૭. માહે ફેબ્રુઆરી, માર્ચ અને એપ્રિલમાં હિન્દુસ્થાનના વાયવ્ય ખૂણાની સરહદ પર મારી લોકોની ટોળીઓ સામે અગત્યનાં કાર્યો હાથ ધરવામાં આવ્યાં હતાં, અને તેમાં ૨ જી, ૪ થી, અને ૧૬ મી ટુકડી ( Divisions ) ના સૈનિકો રોકવામાં આવ્યા હતા. વળી ઇશાન ખૂણાની સરહદ પર પણ કુકી લોકોમાં અશાંતિ ફેલાવાથી કેટલાંક ગૌણ કાર્યો હાથ ધરવાની જરૂર પડી હતી, જે અદ્યાપિ ચાલુ છે. સરહદ પર બીજી બધી જગાએ આખું વર્ષ શાંતિ રહી હતી, તેમજ દેશની આંતરિક સ્થિતિ તરફથી પણ કાંઇ ચિંતાનું કારણ મળ્યું ન હતું.

૪૮. સપ્ટેંબર માસમાં નામદાર શહેનશાહની સરકાર તરફથી વ્લેડીવૉસ્ટૉક ખાતે એકઠા થતા મિત્ર રાજ્યોના સૈન્યમાં જોડાવાને હિન્દુસ્થાનમાંથી એક બ્રિટિશ પલટણની સેવાની માગણી કરવામાં આવી હતી. આ કામ માટે ૧-૯ મી પલટણ, હેમ્પશાયર રેજીમેંટ, ને ચુંટી કાઢવામાં આવી અને તે બીજેજ મહિને ઉપડી ગઇ. આ પલટણ ઇ૦ સ૦ ૧૯૧૬ માં સમુદ્ર પાર જવાને માટે જે ટેરીટોરીઅલ સૈન્ય આવ્યું હતું. તેની પહેલી ટુકડી હતી. ઇ૦ સ૦ ૧૯૧૪-૧૫ માં હિન્દુસ્થાનમાં મોકલવામાં આવેલા ૩ ટેરીટોરીઅલ સૈન્ય વિભાગ ( Divisions ) જે ટુકડીઓના બનેલા હતા તેમાંનીજ પલટણો અને ૯ મેદાની તોપખાનાં ( Field Batteries ) સિવાયની બધી ટુકડીઓએ સમુદ્ર પારના મેદાનોમાં સેવા બજાવી હતી. અગર તો અદ્યાપિ બજાવતી હતી. ઇ૦

સ૦ ૧૯૧૪ ના ઑગષ્ટ માસમાં સાધારણ સેવા બજાવવાને માટે સ્વેચ્છાથી પહેલ વહેલાં આગળ આવનાર ટુકડીઓમાંની આ હતી, અને તેમને હિન્દુસ્થાનમાં લાંબા સમયસુધી દુર્ગ રક્ષણના કાર્ય ઉપરાંત પોતાનો ઉત્સાહ જાહેરમાં લાવવાને વિશાળ ક્ષેત્રો મળે એવા સંજોગો પ્રાપ્ત ન થવાથી જે દિલગીરી થાય છે તેની હું પુરેપુરી કદર સમજું છું. તેમ છતાં પણ મારે જણાવવું જોઇએ કે આ તેમનું કાર્ય સૌથી પહેલી અગત્યનું હતું. પૂર્વના રીતરિવાજ તેમ સ્થિતિથી તદન અજ્ઞાત અને માત્ર અધી તાલીમ પામેલી સ્થિતિમાં હિન્દુસ્થાન આવીને આ ટુકડીઓના સૈનિકોએ પોતાના આગળ ખડી રહેલી ફરજ પૂર્ણ અંતઃકરણથી બજાવવા માંડી અને જે ઉમદા નામ તેઓ ધરાવે છે તેના પોતે યોગ્ય પ્રતિનિધિઓ છે એવું સાબિત કરી આપ્યું. કીર્તિ સંપાદન કરવાની માત્ર થોડીજ તક તેમને મળી હતી, પરન્તુ યુદ્ધની પ્રગતિમાં તેમણે બજવેલા ભાગની કિંમત ફક્ત તેમણે પોતે હિન્દુસ્થાનમાં રહીને કરેલાં કૃત્યોથી નહિ પરન્તુ સમુદ્ર પાર સેવા બજાવવાને માટે તેમણે મુક્ત કરેલી તાલીમ પામેલી ટુકડીઓએ કરેલાં કૃત્યોથી આંકવાની છે. સામ્રાજ્યની તેમણે બજાવેલી સેવાની કિંમતનું આજ ખરૂં માપ છે. તેઓ જ્યારે હિન્દુસ્થાન છોડી જશે. ત્યારે બ્રિટિશ સૈન્યની પરંપરાની કીર્તિને છાજતા ગુણો ધરાવવાનું માન સાથે લઇ જશે. આ ૧૮ ટુકડીઓનાં નામની યાદી હું અત્રે સામેલ કરૂં છું.

૧૦૯૧, ૧૦૯૩, ૧૦૯૪, ૧૦૯૬, ૧૦૯૭, ૧૦૯૮, ૧૧૦૩, ૧૧૦૪ અને ૧૧૦૭ નંબરવાળી તોપખાનાની ટુકડીઓ ( R. F. A. )

૧–૪ થી પલટણ નામદાર મહારાણીની બાદશાહી પશ્ચિમ સરે રેજીમેન્ટ.

૨–૫ મી પલટણ નામદાર પ્રિન્સ આલ્બર્ટની સોમર્સેટ લાઇટ ઇન્ફન્ટ્રી ( Somerset Light Infantry ).

૨–૪ થી પલટણ ડયુક ઑવ કૉર્નવૉલની લાઇટ ઇન્ફન્ટ્રી Light Infantry )

૧–૪ થી પલટણ ધી બૉર્ડર રેજીમેંટ ( The Border Regiment ).

૨–૪ થી પલટણ ધી બૉર્ડર રેજીમેંટ.

૧–૫ મી પલટણ ધી હેમ્પશાયર રેજીમેંટ.

૧–૪ થી પલટણ નામદાર મહારાણીની પોતાની બાદશાહી પશ્ચિમ કેન્ટ રેજીમેંટ.

૧–૧૦ મી પલટણ નામદાર ડયૂક ઑવ કેમ્બ્રીજની પોતાની મીડલ સેક્સ રેજીમેંટ.

૨–૪ થી પલટણ નામદાર ડયુક ઑવ એડીનબરોની વીલ્ટશાયર રેજીમેંટ.

૪૯. આ વર્ષે હિન્દુસ્થાનમાં અદ્વિતીય પ્રવૃત્તિ જણાતી હતી. શહેનશાહતની મદદ માટે હિન્દુસ્થાનનાં સર્વ સાધનો એકત્ર કરવાની નામદાર હિન્દિ પ્રધાનની વિનંતીના જવાબમાં શું શું પગલાં લેવા તેનો વિચાર કરવાને એપ્રિલ માસમાં દિલ્હિ મુકામે એક પરિષદ્ ( Conference ) ભરવામાં આવી હતી. આ પરિષદ્‌માં પસાર થએલા ઠરાવોના પરિણામે આ વર્ષ દરમિઆન ૫૦,૦૦૦ વધારાના લડાયક મનુષ્યો સમગ્ર કરી તેમને કેળવવાને માટે

મદદ અર્પણ કરવામાં આવી હતી. આ સેવાર્પણને શબ્દોમાંથી કાર્યમાં ફેરવી નાખવામાં જરાપણ વખત ગુમાવવામાં આવ્યો ન હતો, અને એટલું તો સહીસલામતથી કહી શકાય કે જો અધ-વચમાંજ યુદ્ધવિરામના કરાર થયા ન હોત અને તેથી વધારે સૈનિક સંચય બીન જરૂરીઆતી ગણાયો ન હોત તો કોઇપણ પ્રકારની મુશ્કેલી વિના આ આંકડો પૂર્ણ થાત. હિન્દના રાજા મહારાજાઓ, પ્રાન્તિક સરકારો અને પ્રજા, સૌ પ્રાન્તિક સૈનિક સંચય સભાઓ ( Provincial Recruiting Boards ) સાથે આવશ્યક સંખ્યા મેળવવાના કાર્યમાં સામેલ થયાં, અને તેથી સૈનિક સંચયનું પ્રમાણ આખું વર્ષ ઝડપથી આગળ વધ્યું. ખાસ કરીને વાયવ્ય કોણ પરની સરહદનો પ્રાન્ત, પંજાબ, તેમજ સંયુક્ત પ્રાન્તો જેમણે યુદ્ધના આરંભથી અંત સુધી સૈનિકો પૂરા પાડવામાં આગેવાની લીધી છે, ત્યાંના પ્રાન્તિક પ્રયત્નોનું પરિણામ ખાસ ધ્યાન ખેંચે એવું હતું. આ કાર્યને ઉત્તેજન આપવાને માટે દરેક સૈનિકનું ગમન પૂર્ણ કરાવનાર પ્રત્યેક વ્યક્તિને ઇનામ તેમજ દરેક હિન્દિ અમલદાર અને સૈનિકને દર ૭ માસે આપવામાં આવતું વૉર બોનસ ( War Bonus ) આપવામાં આવતાં હતાં. લડાયક સૈનિક સંચયનું પ્રમાણ મે માસમાં માસિક ૧૬,૦૦૦ નું હતું તે વધીને સપ્ટેંબર માસમાં ૩૭,૫૦૦ નું થયું હતું.

૫૦. યુદ્ધના અંતીમ સમયે આ દેશની સૈનિક પ્રવૃત્તિ જે જે ભિન્નભિન્ન પ્રવાહમાં વહન કરી રહી હતી તે સર્વનું ચોક્કસ વર્ણન આપવાનું આ ટુંક સમાલોચનામાં બની શકે નહિ, તોપણ નામદાર હિન્દિ સરકારને પુનઃ યાદ દેવડાવવાની મને જરૂર

જણાતી નથી કે કેવળ મનુષ્ય સંચય એ હિન્દિ સૈન્યના આવા મોટા વધારા સાથે સંબંધ ધરાવતો માત્ર એકજ પ્રશ્ન હતો તેમજ તે સૌથી વધારે ગંભીર હતો એવું કોઇપણ રીતે કહી શકાય નહિ. આ વધારાના સૈનિકોને મકાન, કપડાં, સાહિત્ય અને ખોરાક પૂરાં પાડવાં તેમજ તેમને તાલીમ આપવી તે પ્રત્યેક બાબતનો એકેક પ્રશ્ન ઉપસ્થિત થતો હતો, અને તેને માટે અતિ વિચક્ષણ દીર્ઘદૃષ્ટિ અને વસ્તુગત બારીક ધ્યાન આપવાની જરૂર હતી. આ સર્વ કાર્ય કોઇપણ જાતના મહાન વિઘ્ન વિના તેમજ દેશની સામાન્ય સ્થિતિનો ઉચ્છેદ કર્યા વિના પાર પાડી શકાયું તે માટે તેની સાથે સંબંધ ધરાવતા પ્રત્યેક ખાતાને ઘણું માન ઘટે છે.

૫૧. ૫૦૦,૦૦૦ લડાયક મનુષ્યોની વ્યવસ્થાના સંબંધમાં એવી ગણત્રી કરવામાં આવી હતી કે સમુદ્ર પારના સૈન્યને જરૂરનાં પસંદ કરેલાં મનુષ્યો પૂરાં પાડયા પછી તેમજ હિન્દુ-સ્થાનમાં પડેલી ઘટ પૂર્ણ કર્યા પછી વધારાના મનુષ્યો ૩ નવી ટુકડીઓ તૈયાર કરવાના કામમાં આવી શકશે. પરન્તુ સૈન્ય સમિતિ ( Army Council ) ની વિનંતીથી એવો ઠરાવ કરવામાં આવ્યો કે તે મનુષ્યોને ફક્ત સમુદ્ર પાર અસ્તિત્વ ધરાવતા સૈન્ય વિભાગમાંની બ્રિટિશ ટુકડીઓને સ્થાને મૂકવામાં અથવા તેને ઓછી કરવાના કામમાં ઉપયોગમાં લેવાં. આ વર્ષે નવી ઉભી કરેલી હિન્દી ટુકડીઓમાં ફક્ત ૨ નાની ઘોડેસ્વાર ટુકડીઓ અને ૩ નાની પાયદળ ટુકડીઓ હતી અને તેને જુલાઇ માસમાં હિન્દુસ્થાનના ક્ષેત્ર સૈન્યના કામચલાઉ વધારા તરીકે

મંજુર રાખવામાં આવી હતી. અદ્વિતીય પગલું રણકૌશલ્યની ફેરવાયલી સ્થિતિ અનુસાર ભરવામાં આવ્યું હતું. અને તેજ પ્રમાણે જુલાઇ માસમાં ૧ લા અને ૪ થા સૈન્ય વિભાગ, ૧ લી ઘોડેસ્વાર ટુકડીઓ અને ૩ સરહદની ટુકડીઓ ( Frontier Brigades ) ને પણ સંપૂર્ણ પણે એકત્ર કરવામાં આવ્યાં હતાં. વળી તેજ ક્ષણે હિન્દુસ્થાનમાંનું સૈન્ય રણમાં ઉતરવાને તૈયાર છે કે નહિ તેની તપાસ કરવાની ગોઠવણ કરવામાં આવી. સૈન્ય એકત્ર કરવાની પદ્ધતિની પણ બારીક તપાસ કરવામાં આવી. સરહદ પરના રસ્તાની સ્થિતિ સુધારવામાં આવી. ખોરાકની વસ્તુઓનો ફાલતુ જથ્થો એકઠો કરવામાં આવ્યો. નાની તોપો પૂરી પાડનારાં ખાતાંની ફરીથી વ્યવસ્થા કરવામાં આવી તેમજ દારૂગોળાના ભંડારનો વિસ્તાર મૂકવામાં આવ્યો. વળી પ્રાન્તિક સરકારોની સાથે રહીને દેશમાંથી મળી શકે તેવાં વાહનોની નોંધ કરવામાં આવી.

૫૨. નવી ટુકડીઓ તૈયાર કરવાના સંબંધમાં અત્રે જણાવવું જોઇએ કે પંજાબ, સંયુક્ત પ્રાન્તો અને બિહાર, ઓરિસ્સાની મુલકી પોલીસમાંથી ૫ પલટણો ઉભી કરવામાં આવી હતી. આ કાર્ય તે તે પ્રાન્તિક સરકારોના તાત્કાલિક સહકાર્યથી શક્ય બન્યું હતું અને તે સંપૂર્ણ ફતેહમંદ નીવડ્યું હતું. વળી કેટલાક દેશી રાજ્યકર્તાઓની સંમતિથી લેવામાં આવેલું બીજું પગલું આ પ્રમાણે હતું કે કેટલોક સામ્રાજ્ય સેવક પલટણોને હિન્દિ સૈન્યની કામ ચલાઉ કવાયતી ટુકડીઓ તરીકે ફેરવી નાખવામાં આવી આ પ્રમાણે પતિઆલા, ભરતપુર, જોધપુર, બિકાનેર, ધોળપુર

અને કોલ્હાપુરમાં પલટણો ઉભી કરવામાં આવી હતી. આ વર્ષે એકંદરે ૮૫૨ નવીન પાયદળ પલટણો ઉભી કરવામાં આવી હતી.

૫૩. સૈન્યના વધવાની સાથે હિન્દ દારૂગોળાની સભા (Indian Munitions Board) નાં કાર્યો પણ દરેક દિશામાં વિસ્તૃત થવા લાગ્યાં; દાખલા તરીકે કારખાનામાંથી તૈયાર માલ વધારે ઉત્પન્ન કરવો, સ્થાનિક હુન્નરને ઉત્તેજન આપવું તેમજ હિન્દુસ્થાનમાં આયાત થયેલા માલનો જે થોડોક જથો યુદ્ધનાં સાડાત્રણ વર્ષ પછી મળી શકે તેવી સ્થિતિમાં રહ્યો હોય તેનો વધારે લાભ માટે સંગ્રહ કરી રાખવો વગેરે. આ વર્ષે સૈન્ય માટે કાપડ તૈયાર કરનાર કારખાનામાં ઉત્પન્ન થતા માલની નીપજનું માસિક પ્રમાણ યુદ્ધ પહેલાંનાં સાધારણ વર્ષોમાં તૈયાર થતા માલની વાર્ષિક નીપજ કરતાં ત્રણગણું વધી ગયું હતું; એટલુંજ નહિ પણ એક મહિને તો તે પ્રમાણ ૨૦,૦૦૦૦૦ કપડાંની મોટામાં મોટી સંખ્યા સુધી પહોંચ્યું હતું. યુદ્ધવિરામના કરાર થયા તે પહેલાંના બાર માસ દરમિઆનમાં સૈન્યની માગણીના જવાબમાં ૧૫,૦૦૦૦ કરતાં વધારે જોડી બૂટ પૂરા પાડવામાં આવ્યા હતા. તોપો બનાવવાનાં કારખાનાંની નીપજમાં પણ એક સરખો વધારો જણાતો હતો. વળી જરૂરી અને ખાસ માગણીઓ જેમ જેમ ઉપસ્થિત થાય તેમ તેમ તેને પહોંચી વળવાને માટે સરકારી કારખાનાંનાં યંત્રો મુક્ત રાખવાના હેતુથી યુદ્ધ સામગ્રી બનાવવાના બહારના હુન્નરને પણ તે બનાવવાની રીતની સૂચના આપી તેમજ કાચો માલ, નમુના તથા વિગતો વગેરે પૂરાં પાડી, બને તેટલો ઉત્તેજિત કરવામાં આવ્યો. આ વર્ષે મેસોપોટેમીઆમાં ખેતીવાડી

તથા નહેરોના ફેલાવાનો બંડાળો પ્રયોગ શરૂ કરવાથી હિન્દુસ્થાન પાસે વધારાની મોટી માગણીઓ કરવામાં આવી, તેમજ ત્યાંની રેલ્વે વ્યવસ્થામાં વધારો કરવાથી અત્રે મળી શકે તેવાં ફરતી ગાડીઓના જથા તથા સાહિત્યો પર ભારે દરોડો ચાલુજ રહ્યો. યુદ્ધ દરમિઆન ૧૮૫૫ માઈલ સુધીના રેલ્વેના પાટાઓ, ૨૨૯ એન્જીનો, અને ૫૯૮૯ ડબ્બાઓ આ દેશમાંથી બહાર મોકલવામાં આવ્યાં હતાં. હિન્દુસ્થાનને સોંપવામાં આવેલો હોડીઓ બાંધવાનો કાર્યક્રમ પણ યુદ્ધ વિરામના કરાર પર સહી થઇ તે પહેલાં પૂર્ણ થઇ ગયો હતો. યુદ્ધવિરામની તારીખ સુધીમાં સમુદ્ર પર અને તેમાં ખાસ કરીને મેસોપોટેમીઆમાં ઉપયોગમાં લેવાને માટે વિભિન્ન પ્રકારની ૯૪૦ હોડીઓ હિન્દુસ્થાનમાં ખરીદવામાં, બાંધવામાં અથવા સમારવામાં આવી હતી. આ સંબંધમાં હિન્દિ હોડી બાંધકામની સભા ( Indian Rivercraft Board ) જે રેલ્વે સભા ( Railway Board ) ની દેખરેખ તળે વિકાસ પામેલું સ્વયંરચિત મંડળ હતું અને જે કલકત્તાની મુખ્ય મુખ્ય ઇજનેર પેઢીઓ તેમજ તત્સંબંધી કરાંચી, મુંબાઇ અને અન્ય બંદરોની સભાઓના પ્રતિનિધિઓનું બનેલું હતું તેના તરફથી પુષ્કળ સહાય કરવામાં આવી હતી. બસરાનું બંદર સુધારવાનું કાર્ય અખંડિત ચાલ્યા કરે છે અને તેનું દર માસે ૧૮૦,૦૦૦ ટન સામાન ઠેકાણે પાડી શકે તેવા સ્થાનમાં પરિવર્તન થયું છે.

૫૪. આગળના વર્ણનમાં યુદ્ધ દરમિઆન હિન્દુસ્થાને શું ભાગ ભજવ્યો, યુદ્ધનું ક્ષેત્ર વિસ્તીર્ણ થતાં તેનાપર શું શું અવનવી ફરજો આવી પડી તેમજ વારંવાર અતિ મુશ્કેલ સંજોગો

વચ્ચે તે ફરજ અદા કરવાને તેણે શું શું પ્રયત્નો કર્યા વગેરેનો ખ્યાલ આપવાને મેં પ્રયત્ન કર્યો છે, પરન્તુ મનુષ્ય રૂપમાં તેનો ફાળો કેટલો હતો તે બતાવવાને હું અત્રે થોડાક આંકડા સામેલ કરૂં તો તેથી કદાચ તેણે કરેલા પ્રયત્નનો આબેહુબ ચિતાર આવી શકશે. વિગ્રહ શરૂ થયો તે વખતે હિન્દિ સૈન્યનું લડાયક બળ ફાલતુ સૈન્ય સાથે ૧૯૪,૦૦૦ હિન્દિ સૈનિકોનું હતું. વિગ્રહ દરમિઆન સેવાની દરેક શાખામાં દાખલ કરવામાં આવેલાં મનુષ્યોની એકંદર સંખ્યા ૭૯૧,૦૦૦ ની હતી, જેથી હિન્દુસ્થાનનો લડાયક સૈન્યનો એકંદર ફાળો ૯૮૫,૦૦૦ મનુષ્યોનો થતો હતો. આ સંખ્યામાંથી ૫૫૨,૦૦૦ મનુષ્યોને સમુદ્ર પાર મોકલવામાં આવ્યાં હતાં. બીન લડાયક મનુ યોની બાબતમાં યુદ્ધ પહેલાંનું બળ ૪૫,૦૦૦ નું હતું અને યુદ્ધ દરમિઆન ૪૨૭,૦૦૦ વધારાના મનુષ્યો દાખલ કરવામાં આવ્યાં હતાં, અને ૩૯૧૦૦૦ સમુદ્ર પાર મોકલવામાં આવ્યાં હતાં. આ પ્રમાણે હિન્દિ કામદારોનો એકંદર ફ ળો ૧,૪૫૦,૦૦૦ મનુષ્યોનો હતો, જેમાંના ૯૪૩,૦૦૦ મનુષ્યોએ સમુદ્ર પાર સેવા બજાવી છે. સૈન્યમાં પડેલી ઘટની સંખ્યા ૧૦૬,૫૯૪ હતી જેમાં દરેક કારણથી નીપજેલાં ૩૬૬૯૬ મરણોનો સમાવેશ થાય છે. સમુદ્ર પાર મોકલવામાં આવેલાં જાનવરોની સંખ્યા, ૧૭૫,૦૦૦ ની હતી. યુદ્ધ સાથે રેલ્વે ખાતા કરતાં બીજું કોઈ પણ ખાતું વધારે ગાઢ સંબંધમાં આવ્યું નથી, તેમજ બીજા કોઇએ પણ તેના કરતાં વધારે અંતઃકરણપૂર્વક સહકાર્ય કર્યું નથી. યુદ્ધ ખાતાનો વ્યવહાર ઘણો વધી જવાથી તેમજ તે સાથે વહાણોની અછત

હોવાથી હિન્દુસ્થાનની રેલ્વેઓ પર વ્યવહારનો મોટો બોજો આવી પડયો હતો. આ વ્યવહાર સાધારણ વખતમાં સમુદ્ર માર્ગે ચાલતો હતો અને તે તેમણે ચલાવવો એવી ધારણા કદી પણ રાખવામાં આવી ન હોતી, તેમ છતાં પણ તેમણે પોતાનાં અંતીમ સાધનોનો ઉપયોગ કરવાથી તેમજ દીર્ઘદષ્ટિ વડે કાર્યારંભ કરવાથી વ્યાપાર અતિ પાંગળો થઇ જતો ફતેહમંદ રીતે અટકાવી શકયો છે, વળી અતિશય મુશ્કેલીના પ્રસંગે રેલ્વે સત્તાવાળાઓએ પોતાનાં સાધનો અને કામદારો સમુદ્ર પાર નોકરીને માટે છૂટથી સ્વાધીન કર્યા છે. એજ પ્રમાણે હિન્દિ બાદશાહી નાકાખાતાનાં સાધનો પર પણ અંતીમ બોજો પડયો હતો. તેમના પર માત્ર ૬૫૦,૦૦૦ મનુષ્યો અને ૧૭૫,૦૦૦ જાનવરોને સમુદ્ર પાર લઇ જવાની જવાબદારી હતી એટલુંજ નહિ પરન્તુ બીજી અનેક પ્રકારની ફરજો તેમના પર નાખવામાં આવી હતી. આખા વર્ષ પર્યંત હિન્દિ બાદશાહી નાકાખાતા તરફથી પ્રશંસનીય દક્ષતા અને વેગથી કાર્ય કરવામાં આવ્યું હતું.

૫૫. મારા પહેલાંના પત્રોમાં હિન્દુસ્થાનના સૈન્યના નામે મેં યુદ્ધપ્રવર્તન માટે અનેક ક્ષેત્રોમાં પ્રવૃત્તિ ચલાવીને મદદ કરનારા વફાદાર અને ચુસ્ત કાર્ય કરનારાઓ તરફ મારો આભાર પ્રદર્શિત કર્યો છે, અને હવે પછી યુદ્ધનો વિજયી અંત આવ્યો છે તેથી મેં પ્રથમ પ્રદર્શિત કરેલો આભાર પુનઃ પ્રદર્શિત કરવા કરતાં વિશેષ હું કરી શકું એમ નથી. નામદાર હિન્દિ સરકારનો ભિન્ન ભિન્ન ખાતાંઓ, પ્રાન્તિક સરકારોની મુખ્ય અને તાબાના અધિકારીઓ, રાજ્ય કર્તાઓ, રેલ્વે

સત્તાવાળાઓ, વેપારી મંડળો, બંદરનાં જવાબદાર મંડળો ( Port Trusts ) અને વિશિષ્ટ પંચાયતો ( Municipalities ), વેપારી કાફલો (The Mercantile Marine) સંકટ નિવારણાર્થે તેમજ માંદા અને ઘવાયેલાની સુશ્રુષા અર્થે સ્થપાયેલાં અસંખ્ય મંડળો —આકાર્યમાં હિન્દુસ્તાનના સ્ત્રી વર્ગે મુખ્ય ભાગ લીધો છે.

મોટી મોટી બીન અધિકારી અને વેપારી સમાજો તેમજ અનેક વ્યક્તિગત કાર્ય કરનારાઓ; એ સર્વે ખુલ્લી એક નિષ્ઠાથી કાર્ય કર્યું છે. અંતમાં અને સૌથી વધારે અગત્યની બાબત તરીકે બ્રિટિશ તેમજ હિન્દિ, લડાયક તેમજ બીજા લડાયક સૈનિકો જેમણે પોતાના આત્માના ભોગે આ સર્વ સાધારણ હેતુ સિદ્ધ કરવામાં જે મોટો ફાળો આપ્યો છે તેમનું સામ્રાજ્ય કેટલું ઋણી છે તે હું પ્રદર્શિત કરવા માગું છું. જે લોકોની સેવા ખાસ કિંમતી જણાઇ છે અને જેમની મદદ અને કાર્ય હું ખાસ ધ્યાનમાં લાવવા માગું છું તેમનાં નામની યાદી આ પત્રના પરિશિષ્ટ તરીકે આપેલી છે.

# પરિશિષ્ટ.

મૌલવી સાદુદ્દીન મુહંમદ અબ્દુલ્લ, સુપરિન્ટેન્ડેન્ટ, **મદ્રેસાહ**, સિલ્હટ.

ખાનબહાદુર ઐનુદ્દીન ખાન એમ. બી. ઇ. **ઓનરરી મેજી**-સ્ટ્રેટ અને મ્યુનિસિપલ કમિશનર, કવેટા.

મિ. એફ. ડબલ્યુ. આલમ, બી. બી. ઇ. **એન્જીનીઅર ઇન** ચીફ, નુશ્કી એક્સ્ટેન્શન રેલ્વે.

ખાનબહાદુર અહમદ અઝીઝુદ્દીન કાઝી, **આઇ. એસ.** ઓ. જ્યુડિશિયલ સેક્રેટરી, કોલ્હાપુર સ્ટેટ.

દિવાન બદ્રિનાથ સેક્રેટરી, સેન્ટ્રલ રીક્રુટીંગ બોર્ડ, **જમ્મુ** અને કાશ્મીર.

ધી ઓનરેબલ મહારાજા સર ભગવતીપ્રસાદસિંગ **બહાદુર**, કે. સી. આઇ. ઇ. કે. બી. ઇ. મહારાજા, બલરામપુર, તાલુકદાર, ગોંડા ડિસ્ટ્રીકટ, યુનાઇટેડ પ્રોવિન્સિઝ.

મેજર રાયબહાદુર રામપ્રસાદ દ્યુબ, ચીફ મિનિસ્ટર, ઇન્દોર સ્ટેટ.

લેફટેનન્ટ કર્નલ કૈલાસ નારાયણ હકસર, સી. આઇ. ઇ. મશીરએ, ખાસ બહાદુર, મેમ્બર ઑફ ધી મજલીસ-એ-ખાસ ગ્વાલિયર સ્ટેટ.

નવાબજાદા હમીદુલ્લાખાન. ચીફ સેક્રેટરી, ભોપાલ દરબાર.

મિ. ભુપેન્દ્રનાથ મિત્ર સી. આઇ. ઇ; સી. બી. ઇ. કોન્ટ્રો-લર ઑફ વૉર એકાઉન્ટ્સ.

ધી ઓનરેબલ રાજા મોતિચંદ, સી. આઈ. ઈ. બનારસ.

ડૉકટર સરતકુમાર મુલીક, એમ. એસ. એમ. ડી. સી. બી. ઇ. કલકત્તા.

નવાબ નિઝામત જંગ બહાદુર, પોલિટિકલ સેક્રેટરી, નિઝામ સ્ટેટ.

ડૉકટર સુરેશપ્રસાદ સર્ર્વાધિકારી, સી. આઇ. ઇ. કલકત્તા.

મિ. ફિરોઝ ખરસેદજી શેઠના, ઓ. બી. ઇ. મુંબાઇ.

મહારાજા બહાદુર કેશવપ્રસાદ સિંગ, ડુમરાન, બિહાર અને ઓરિસા.

મહારાજા બહાદુર સર રામેશ્વર સિંગ, જી. સી. આઇ. ઇ. કે. બી. ઈ; દરભંગા, બિહાર અને ઓરિસા.

મિ. ડી. એસ, ભરૂચા, સેંટ જોન એમ્બ્યુલન્સ બ્રિગેડ, મુંબાઇ.

મીસીસ, કીઆમારી બીલીમોરીઆ, કરાંચી.

મિ. બમનજી રતનજી ડોલા, કલાર્ક, ઓફિસ આવ ધી પોસ્ટ માસ્તર જનરલ, મુંબાઇ સરકલ.

મિ. એફ. કાવસજી, મેસર્સ કાવસજી એન્ડ સન્સ, કરાંચી

મિ. એમ. એ. દાવર, સેંટ જોન એમ્બ્યુલન્સ બ્રિગેડ, મુંબાઇ.

દિવાન ટેકચંદ, ઓ. બી. ઈ; ઇન્ડિઅન સિવિલ સર્વિસ, પોસ્ટલ સેન્સર, કરાંચી.

મિ. જે. એન. ગઝદર, સેંટ જોન એમ્બ્યુલન્સ બ્રિગેડ, મુંબાઇ.

હોરમસજી ફરદુનજી, કલાર્ક, ઓફિસ ઑવ ધી એસિસ્ટંટ ડિરેક્ટર, સપ્લાઇઝ એન્ડ ટ્રાન્સપોર્ટ પુના.

ઠાકુરદાસ જગાસીઆ, ટેમ્પરરી કલાર્ક, મેરિન ટ્રાન્સપોર્ટ ઓફિસ, કરાંચી.

મિ. આર. એલ. જોશી, એઇઝ પોસ્ટ માસ્તર, કરાંચી.

મિ. એફ. જે. કરાકા, એસિસ્ટંટ કલેકટર, કસ્ટમ્સ, મુંબાઇ

અરદેશર માણેકજી કારંજીઆ, કલાર્ક, રૉયલ ઇન્ડિઅન મેરિન ડૉકયાર્ડ, મુંબાઈ.

મીસીસ, કાવસજી, કરાંચી.

મિ. જી. કેરશા, ફોરમેન ઑવ ધી ફાઉન્ડ્રી, રૉયલ ઇન્ડિઅન મેરિન ડૉકયાર્ડ, મુંબાઇ.

ખરસેદજી એફ. વકીલ, હેડ એસિસ્ટંટ, ઑફિસ ઑવ ધી એસિસ્ટંટ ડિરેક્ટર ઑવ સપ્લાઇઝ એન્ડ ટ્રાન્સપોર્ટ (એમ્બાર્કેશન) મુંબાઇ.

મિ. ડી. ઇ. મહાવા, એમ. બી. ઇ; સુપરિન્ટેન્ડન્ટ, સેંટ જોન એમ્બ્યુલન્સ બ્રિગેડ, મુંબાઇ.

મિ. એસ. એન. મલબારી, ડેપ્યુટી કમ્પાઇલર, સ્ટેટીસ્ટીકલ ડિપાર્ટમેન્ટ, કસ્ટમ્સ, કરાંચી.

મિ. ડી. એફ. પંથકી, સેંટ જોન એમ્બ્યુલન્સ બ્રિગેડ, મુંબાઇ.

મીસીસ, એન. જે. આર. સેઠના, ડેન્ટલ સર્જન, કરાંચી.

મા. બી. સી. શાહ, પ્રોપ્રાયટર, મેસર્સ લલ્લુભાઇ અમીચંદ, મુંબાઇ.

પ્રિન્સિપલ મીસ સોરાબજી, સેંટ હેલેન્સ સ્કૂલ, પુના.

મિ. જે. જે. વજીફદાર, ક્લાર્ક, અમ્બાર્કેસન સ્ટાફ, મુંબાઇ.

રાવબહાદુર મોતીલાલ હીરાભાઈ એડનવાલા, ગવર્નમેન્ટ પેન્શનર, અમદાવાદ.

મી. એચ. અહમદભાઇ મર્ચન્ટ, સુરત.

મી. જે. એમ. આંટીઆ, પ્લીડર, પ્રેસિડેન્ટ સુરત એન્ડ રાંદેર મ્યુનિસિપૅલીટીઝ.

મી. ડી. એન, બહાદુરજી મુંબાઇ.

મી. પી. પી. બલસારા, એલ. એમ. એસ; સિવિલ સર્જન શોલાપુર.

મી. એસ. એમ. ભરૂચા, ક્લેક્ટર, કોલાબા.

મી. જી. ડી. ભટ્ટ, હેડ માસ્તર સંસ્થાન એંગ્લો-વર્નાક્યુલર ડાકોર, ખેડા ડિસ્ટ્રીક્ટ.

મી. એ., ભોંસલે, સરદાર ઑવ ધી સાવંતવાડી સ્ટેટ.

મી. ઇ. એચ. બોટવાલા, બરદાસી ઓફિસર, પોરબંદર સ્ટેટ

મી. એચ. પી ચાહેવાલા, પ્લીડર, અમદાવાદ.

મિ. ચંદુલાલ ચીમનલાલ, પ્રેસિડેન્ટ ઑવ ધી શેર બ્રોકર્સ એસોસિએશન, અમદાવાદ.

ખાનબહાદુર આદરજી મંચેરજી દલાલ, મર્ચન્ટ, ભરૂચ.

મી. એચ. એ. દેશાઇ, એસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.

મી. જે. જી. દેસાઇ, મામલતદાર, અંકલેશ્વર, ડિસ્ટ્રીક્ટ, ભરૂચ.

મી. એસ. વી. દેસાઇ ઓવરશીઅર, પબ્લિક વર્ક્સ ડિપાર્ટમેન્ટ, કાનરા ડિસ્ટ્રિક્ટ, મુંબાઇ ઇલાકો.

રાવ બાહાદુર, ત્રીકમલાલ દીનાનાથ ગવર્નમેંટ પેન્શનર, અમદાવાદ.

મીસ, બી. એ. એન્જીનીઅર, એમ. બી. ઇ. સેક્રેટરી સેવાસદન.

મીસ એફ. એન. ફીરોઝ, મુલ્લાંહ.

મીસ એસ. એન. ફીરોઝ, મુલ્લાંહ.

મીસીસ, જે. ઘોશલ, સી. આઇ. ઇ.; ઇન્ડિઅન સિવિલ સર્વિસ, કમિશ્નર, ઉત્તરભાગ, અમદાવાદ.

મી. એન. બી. ગુલામનબી, માજી ડિસ્ટ્રિક્ટ એસિસ્ટંટ રિક્રુઇટીંગ ઑફિસર, સિંધ.

હાઝી, ઉમ્મરખાન સેયાર, ઝમીનદાર.

ધી ઑનરેબલ મી. મનમોહનદાસ રામજી હોરા, મીલ માલીક અને વેપારી, મુંબાઇ.

સરદાર, નવાબઝાદા મીર મુઝફ્ફરહુસેનખાન, રેપ્રીઝેન્ટેટીવ ઑવ ધી વન ટાઇમ નવાબ્સ ઑવ સુરત.

સરદાર નાહારસિંગજી ઇશ્વરસિંગજી, ઠાકોર ઑવ આમોદ, ડિસ્ટ્રિક્ટ ભરૂચ.

ખાનસાહેબ જામ મીઠાખાન ઝમીનદાર.

મી. વી. જી. જોશી, માજી ડિસ્ટ્રિક્ટ ઍસિસ્ટંટ રીક્રુઇટીંગ ઑફિસર, ઇસ્ટ ખાનદેશ.

મી. જે. કે. એન. કાબરાજી કલેક્ટર, બિજાપુર.

મીસીસ; જે. કે. એન. કાબરાજી, કલેક્ટર, બિજાપુર.

રાવસાહેબ, એસ. બી. કાલે, માજી ડિસ્ટ્રીક્ટ એસિસ્ટંટ રીક્રુઇટીંગ ઑફિસર, સોલાપુર.

લેફ્ટેનન્ટ એફ. એન. કાપડીઆ, એમ. ડી; ઇન્ડિઅન મેડિકલ સર્વિસ. ( એચ. ટી. સી. )

ખાન બહાદુર, કાવસજી હોરમસજી કાત્રક, મર્ચન્ટ.

કેહરસિંગ વલદ જન્હારસિંગ, ઝમીનદાર.

લેફ્ટેનન્ટ કર્નલ ખાનબહાદુર ડી. ડી. ખંભાતા, વી. ડી, પુના.

ખાન સાહેબ ચંદખાન, અહમદનગર.

ખંડુખાન વલદ બુડ્ઢોખાન સુબેદાર, મિલિટરી પેન્શનર.

રાવ સાહેબ, એ. કે. કુલકર્ણી, માજી ડિસ્ટ્રીક્ટ એસિસ્ટંટ રીક્રુઇટીંગ ઑફિસર, મુંબાઇ.

મી. ટી. એસ. કુલકર્ણી, માજી ડિસ્ટ્રીક્ટ એસિસ્ટંટ રીક્રુઇટીંગ ઑફિસર, બેલગામ.

મી. આર. લક્ષ્મીચંદ.

મહમદ બક્ષ વલદ હાજીખાન મેહર, વાડેરા, ઝમીનદાર.

મિ. મણિશંકર, આર. ભાવનગર.

મી. એસ. એસ. મહેતા, સેક્રેટરી, ઇન્ડિઅન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરો.

મીર મહમદખાન વલદ મીર ગુલામ હૈદરખાન, તાલપુર, જાગીરદાર.

મીસીસ, એમ. જે. મીસ્રી; એલ. એમ. એસ. સિવિલ સર્જન રત્નાગીરી.

મી. બી. એલ. મોદક, સબ એન્જીનીઅર અન્ડર ધી સેની-ટરી એન્જીનીઅર ટુ ગવર્નમેટ.

મિ. નબીબક્ષ મહમદ હુસેન, એમ. એ.; એલ. એલ. બી.; ઇન્ડિઅન અસિસ્ટંટ ટુ ધી કમિશનર ઇન સિંધ.

ખાનસાહેબ દારાબ એદલજી નગરવાલા, અહમદનગર.

મી. એસ. જી. નાયક સાવંતવાડી સ્ટેટ.

મી. બી. નારાયણદાસ, ઝમીનદાર.

ખાન બાહાદુર અરદેશીર નવરોજજી, ઑનરરી મેજીસ્ટ્રેટ એન્ડ કોન્ટ્રાકટર બેલગામ.

ઑનરરી સેકંડ લેફટેનન્ટ મેહેરબાન માલોજીરાવ નિંબાલકર, એલીઆસ નાનાસાહેબ નાયક, ચીફ ઑવ ફલટણ.

મી. એમ. જી. પારેખ, મર્ચન્ટ એન્ડ મીલ એજંટ અમદાવાદ.

મેહેરબાન ચિંતામણરાવ ધોંડીરાવ એલીઆસ આપાસાહેબ પટવર્ધન ચીફ ઑવ સાંગલી.

મેહેરબાન ફરશરામરાવ રામચંદ, એલીઆસ ભાઉસાહેબ પટવર્ધન, ચીફ આવ જમખીંડી.

લાલા જવાહારમલ રામદીતોમલ ઝમીનદાર.

રાવ બાળકૃષ્ણ, સુબેદાર-મેજર, બાહાદુર, એઇડ-ડી-કેમ્પ ટુ હિઝ એકસેલેન્સી ધી ગવર્નર ઑવ મુંબાઇ.

રાવ બાહાદુર કેશવજી નાથુ સેઇલર એમ. બી. ઇ., મર્ચન્ટ, મુંબાઈ.

મી. અંબાલાલ સારાભાઈ મર્ચન્ટ એન્ડ મિલ એજંટ, અમદાવાદ.

મી. જે. આર. સાવંત માજી ડિસ્ટ્રિક્ટ એસિસ્ટંટ રીક્રુટીંગ ઑફિસર, નાસિક.

હાજી અમીરઅલી, સીરાઇ ઠારેખાન લાહેરી, જમીનદાર.

મી. જે. એમ. શાહ માહાલકારી, હાલોલ, પંચ માહાલ્સ ડિસ્ટ્રિક્ટ.

કર્નલ (ઑનરરી) હિઝ હાઇનેસ સર માહારાજા શાહુ છત્રપતિ, જી. સી. એસ. આઈ.; જી. સી. આઈ. ઇ; જી. સી. વી. ઓ; એલએલ. ડી; (કેન્ટાબ) મહારાજા ઑાવ કોલ્હાપુર.

શેખ ચંદ બાહાદુર, સુબેદાર-મેજર (રિટાયર્ડ) એસિસ્ટંટ રીક્રુઇટીંગ ઑફિસર.

મી. એમ. કે. શેખ ઓરીએન્ટલ ટ્રાન્સ્લેટર ટુ ધી ગવર્નમેંટ ઑાવ મુંબાઇ.

મી. એચ. શંકરરાવ, સુપરિન્ટેન્ડન્ટ, ઑફિસ ઑાવ ધી એકાઉન્ટન્ટ જનરલ, મુંબાઇ.

સંતોષરામ દેવશંકર, સબ એસિસ્ટંટ સર્જન ભાવનગર સ્ટેટ.

મી. વાય, વી. એમ. શેખ, બી. એ., એમ. બી. ઇ: ડેપ્યુટી કલેક્ટર, મીરપુરખાસ.

મી. વી. એન. તુલજાપુરકર, મામલતદાર, ખાનપુર, સતારા ડિસ્ટ્રિક્ટ.

મી. એલ. એ. ઉમરવાડીઆ, ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેક્ટર, સુરત.

સરદાર, ખાન બાહાદુર રૂસ્તમજી જહાંગીરજી વકીલ, ઑાનરરી મેજીસ્ટ્રેટ એન્ડ પ્રેસિડેન્ટ, ડિસ્ટ્રિક્ટ લોકલ બૉર્ડ, અમદાવાદ.

મી. એસ. સી. વકીલ, લેન્ડહોલ્ડર, કોલાબા.